ઇનામ લાઇબ્રેરી માટે મંજુર.

# પાલણપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ.



સંશોધક અને પ્રકાશક.

**ભાઇચંદ પુંજાભાઈ શાહ.**

હેડમાસ્તર, તાલુકા સ્કુલ-ડભોડા.

દ્વિતીયાવૃત્તિ. પ્રત. ૨૦૦૦.



ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું, સલાપોસ રોડ-અમદાવાદ.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

કિમ્મત. રૂા. ૦-૩-૬.

## શુદ્ધિપત્ર.

| | | | |
|---|---|---|---|
| ૩;૩૭ | ૨૩;૬ | કૃતાથ; ક્રીત | કૃતાર્થ; કીર્તિ; |
| ૯;૨૦ | ૧૬;૧૨ | છે તે; પ્રલાદ; | છટે તે; પ્રહલાદ— |
| ૮;૩૫ | ૭;૧૯ | સંસ્થાનના; જમીનનાં | સંસ્થાનનો; જમીનમાં |
| ૩૧;૪૫ | ૪;૧૯ | રેવન્યુ; સ્ટ્રેશન. | રેવિન્યુ; સ્ટેશન. |

## જાહેર ખબર.

**૧. ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ.** ૦-૦-૬

**૨. મહીકાંઠા એજન્સિની સરળ ભૂગોળ** ૦-૬-૦; પા. પુ. ૦-૮-૦

**૩. મહીકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ.** ( ત્રી. આ. ) ૦-૪-૦

**૪. મહીકાંઠા એજન્સિનો રંગીન નકશો.** ૦-૨-૦; કપડાનો ૦-૩-૬

**૫. ઈડર સંસ્થાનની સામાન્ય ભૂગોળ.** ( ત્રી. આ. ) ૦-૩-૦

**૬. બાળગીત સંગ્રહ** ( પુષ્કળ વધારા સુધારાવાળી બી. આ. ) ૦-૮-૦

ઉપરનાં પુસ્તકો મહીકાંઠા અને ઈડર સ્ટેટમાં ઇનામ લાયબ્રેરી સારૂ; નં. ૩. ૫ નાં ડિરેકટર સા. બહાદુરે તથા કાઠિઆવાડ એજન્સિમાં લાયબ્રેરી માટે; અને નં. ૬ કાઠિઆવાડ એજન્સિ, રાજકોટ, રાધનપુર, ગોંડળ અને જામનગર સ્ટેટમાં ઇનામ માટે મંજુર થયાં છે.

**૭ પાલણપુર એજન્સિની સામાન્ય ભૂગોળ.** ૦-૪-૬

**૮. પાલણપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ.** (બી. આ.) ૦-૩-૬

**૯. રાધનપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ.** ૦-૧-૬

નં. ૭, ૮, ૯, કાઠિઆવાડ અને પાલણપુર એજન્સિ; પાલણપુર અને રાધનપુર સંસ્થાનમાં ઇનામ લાયબ્રેરી માટે; અને ઉત્તર પ્રાંતના મે. એ. ઇ. સાહેબે ઇલાકામાં લાયબ્રેરી માટે મંજુર કર્યાં છે.

**૧૦. બાળ આંકપોથીઃ**—બાળવર્ગ માટે સપ્રાયોગિક સચિત્ર સંખ્યા અને આંકના પાડા, બાળકો સ્વાશ્રયથી જાતે બનાવે, અને શીખે, તેમને આનંદ અને ગમ્મત પડે, માટે પુષ્કળ વ્યાવહારિક અને આનુભવિક મનોયત્નો સાથે ઉત્તમ રચના. કાઠિઆવાડ એજન્સિમાં ટેક્સ્ટ, ઇનામ અને લાયબ્રેરી; પાલણપુર, રાજકોટ, અને જામનગર સ્ટેટોમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર. ૦-૨-૦

**૧૧. સંવાદ સંગ્રહ**—મોટું પુસ્તક બે ભાગમાં તૈયાર થાય છે.

મળવાનું ઠેકાણું:-ડભોડા, અમદાવાદ. **ભાઈચંદ પુંજાદાસ શાહ.**

# અર્પણ પત્રિકા.

અનેક સદ્‌ગુણાલંકૃત પરોપકારવૃત્તિસંપન્ન

## કર્નલ ઍન. એસ. ફ્રૅગાર્ડોલ.

બેરિસ્ટર એટ-લૉ; આઇ. એ.; જે. પી.

**પોલિટિકલ એજન્ટ સાહેબ બહાદુર, મહીકાંઠા.**

પ્રજાના અભ્યુદયાર્થે કેળવણીના વિસ્તારની જરૂર છે એવી આપ નામદારની દૃઢ માન્યતાને લીધે, કેળવણી વધે તે હેતુથી સતત કાળજી રાખી પ્રયત્નશીળ રહો છો. પ્રજાને ન્યાય નૈપુણ્યથી ઉજ્વળ અને પ્રતાપી રાજકારોબારનો લાભ આપી, પ્રજા વિદ્યાવૃદ્ધિ, ઔદ્યોગિક અને સાંસારિક સુધારામાં વૃદ્ધિ પામે-તેનો ઉત્કર્ષ થાય એવી પ્રેમભાવનાથી આપ જુઓ છો. શિક્ષકોના હિત માટે મહીકાંઠામાં **શિક્ષક પેન્શન સ્કીમ** યોજી, કે જેથી તેમને ઉત્તરાવસ્થામાં આશ્વાસન મળે, અને હવે પછી શિક્ષકોની પાછલી બધી નોકરી ગણતરીમાં લેવાઈ પૂરું પેન્શન મળે, નિયમિત પગારની વૃદ્ધિ થાય, વોર એલાવન્સ અપાય, વગેરે શિક્ષકોનું હિત કરવાની આપની ઉત્કટ ઈચ્છા, મારા પ્રત્યેની અથાગ પ્રેમાળ અને દયાળુ લાગણીને લઈને મહીકાંઠા અને પાલણપુરની ભૂગોળો વગેરે પુસ્તકો યોજવા માટે વિગતો એકત્ર કરવામાં, અને પુસ્તકો મંજુર કરી તેનો બહોળો ફેલાવો થાય તે માટેની બધી અનુકૂળતા કરી આપવામાં, તેમજ મારા ઉત્કર્ષ માટે આપે જે શ્રમ ઉઠાવ્યો છે, તેમજ સાદરામાં હેડ માસ્તરની લાંબી કામગીરીના અનેક પરિચય દરમિઆન મારા ઉપરના વખતોવખતના અનેક ઉપકારોના સ્મરણમાં આપના અત્યુત્તમ ગુણોથી આકર્ષાઈ, આ લઘુગ્રંથ, પ્રેમપૂર્વક અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

આપશ્રીનો નમ્ર સેવક,

**ભાઇચંદ પુંજાદાસ શાહ.**

હેડમાસ્તર, તાલુકા સ્કૂલ, ડભોડા.

# પાલણપુર સંસ્થાનની સામાન્ય

# ભૂગોળ.

આ સંસ્થાન "**પાલણપુર સંસ્થાન**" એ નામથી મશહુર છે. રાજ્યકર્તા અસલ બિહાર–બહાર (બંગાળા) ના સુબા હોવાનો દાવો ધરાવે છે, અને તેઓ વિહારી નામે મશહુર છે. તેઓ અસલ યુસુફજાઈ લોહાણી અફઘાન ઓલાદના છે, અને **નવાબ** કહેવાય છે.

**સ્થાન અને ક્ષેત્રફળ:**—મુંબઈ ઇલાકામાં પાલણપુર એજન્સિમાં આ સંસ્થાન વિસ્તાર અને વસ્તીમાં મોટું છે, અને તે ધાણધાર, ડીસા અને ધાનેરા સુદ્ધાંત આબુ પર્વતથી ગાયકવાડ સરકારના પાટણ પરગણા સુધી ઉત્તર દક્ષિણ ૫૪ માઇલ અને વિરમપુરથી થરાદ સુધી પૂર્વ પશ્ચિમ ૫૦ માઇલ વિસ્તારમાં છે. એનું ક્ષેત્રફળ ૧૭૬૫.૯૧ ચો. માઇલ એટલે એજન્સિના ૩·૬૨ ભાગ જેવડું છે, અને વસ્તી ૨,૨૪,૯૯૬ માણસની એટલે એજન્સિની વસ્તીના લગભગ સવા બે ભાગ જેટલી છે. એમાં પાલણપુર માત્ર એકજ શહેર અને વસ્તીવાળાં ૫૧૫ ગામ છે.

**સીમા:**—આ સંસ્થાનની ઉત્તરે મારવાડ, અને શિરોહી; પૂર્વે શિરોહી, દાંતા સંસ્થાન અને મહીકાંઠા એજન્સિ; દક્ષિણે ગાયકવાડ તાબાના પાટણ અને ખેરાલુ તાલુકા; અને પશ્ચિમે થરાદ, દીઓદર, અને કાંકરેજ છે.

**સંસ્થાનના વિભાગ:**—પેટા ભાગીદારો* સાથે આ સંસ્થાન ગણાય છે. આ સંસ્થાનમાં ૨૫૫ ખાલસા ગામો છે. આ સંસ્થાન ચાર ભાગમાં વહેંચાએલું છે તેને **મહાલ** કહે છે.

રાજ્યવહીવટ માટે **મહાલ** અને પેટા વિભાગ ઠરાવ્યા છે તેને **તાલુકા** કે **પરગણાં** કહે છે, અને તે **પાલણપુર, વડગામ, ગઢ, ડીસા, ધાનેરા, પાંથાવાડા** અને **ગઢવાડા** એ સાત છે.

૧. **ધાણધાર મહાલ:**—એમાં **પાલણપુર**; ( ૧ શેઢો, ૨ **જેથી** પેટા તહેસીલ સાથે કે જેમાં હાથીદરા અને સામઢી આવી જાય છે. ) **વડગામ** અને ગઢ છે.

૨. **ડીસામહાલ:**—એમાં **ડીસા** તાલુકો છે.

૩. **ધાનેરામહાલ**—( જેમાં **ખીમત** સમાએલું છે. ) એમાં **ધાનેરા** તાલુકો છે.

૪. **પાંથાવાડા મહાલ** ( એમાં **દાંતીવાડા** છે. ):—એમાં **પાંથાવાડા** છે.

આ સંસ્થાનમાં પાલણપુર, ગઢ, મેતા, ચીત્રોડા, ડીસા, ધાનેરા અને પાંથાવાડા એ સાત થાણાં છે.

---

* પેટા જાગીરદારોમાં ૮ ગામ ભાયાતોનાં; ૧૩ ગામો જીવાઈમાં આપેલાં; ૩૨ ગામ પટાવતોનાં; ૧૨૯ ગામ જાગીરદારો સાથે ભાગવાળાં; ૧૭ ગામો જાગીરી; ૪૧ ગામો જમૈયા અને ૧૩ ગામો ધર્માદાનાં છે.

+ ઉપરનાં નામ નહિ વાપરતાં જુના વખતમાં બોલાતાં નામ વાપરે છે. **મેતા, ધનાલી, પાલણપુર** અને **ગઢ** એ તાલુકા જે ભાગમાં આવેલા છે તેને **ધાણધાર, સામઢી, ભાખર, ભડથ** અને **ધાંડા**, વગેરે કોળી ઠાકરડાનાં ગામ **ગઢ** અને **ડીસા** વગેરે તાલુકામાં વહેંચી નાંખ્યા છે, જેને લોકો તેને **કોળીઆરો**; **ડીસા** તાલુકાનો કેટલોક ભાગ **ડીસાવળ, ધાનેરા**; તાલુકાને **ધાનેરા ટપ્પો** કે **ત્રીસચોવીસ**; **પાંથાવાડા** તાલુકાને **મહાડીસાલ** અને **માલણ**, અને તેની આસપાસના ભાગને **માલણી ચાલ** કહે છે.

**દેશાનું સ્વરૂપઃ**—આ સંસ્થાનનો ઉત્તર અને પૂર્વનો કેટલોક પ્રદેશ આરાવલીની હારમાંના પહાડો, ડુંગરા, ખાડાટેકરા, ઠામઠામ લીલાં વૃક્ષનાં ઝુંડ, ઝાડી અને રમણીય લીલી કુંજાર લિલોતરીથી અને કુદરતી લીલાના દેખાવોથી ભરપુર જંગલો અને પહાડો છે, તેથી તે છેટેથી વિશાળ બાગ જેવો બહુ રળિઆમણો લાગે છે. ત્યાં જાત જાતના પાક નીપજે છે. પાલણપુરથી ઉત્તરે ૧૨ માઇલ સુધી પહાડોની હારો શરૂ થાય છે. તે પાલણપુરથી શિરોહીને છુટું પાડે છે; ધાણધાર પરગણાની જમીન ઘણી ટેકરા ટેકરી વાળી છે. સિવાયનો ઘણોખરો પ્રદેશ ખુલ્લો અને સપાટ છે.

પશ્ચિમે થરાદ અને કાંકેજ તરફનો ભાગ ઝાડીવાળો છે, અને તેમાં જંગલો આવેલાં છે.

પાલણપુર કસબાની નજીકમાં રેતીની ટેકરીઓ આવેલી છે.

આ સંસ્થાનની ઘણીખરી જમીન **રેતાળ** અને રસાળ હોવાથી ફળાઉ ઝાડો, ફૂલ છોડ અને રોપા પુષ્કળ થાય છે, તેથી બગીચાથી ભરપુર છે.

**ડુંગરોઃ**—આ સંસ્થાનમાં ઘણા ઉંચા ડુંગરો, આરાવલીની હારમાંના છે. તેમાં મુખ્ય **જાસોરનો પહાડ** ( ૩૫૦૦ ફુટ ઉંચો ) એ લાંબો કુકરના જેવા બરડાવાળો છે; એની પાસે **વીરમપુરનો** ડુંગર છે. **ચીકલોદર માતાનો ડુંગર** ( ૨૫૦૦ ફુટ ઉંચો ), **રાણીટુંક કે કુવીન્સપીક** ( એ સુરબકરીના ભાંખરાની પશ્ચિમ છેડે ગોપુચ્છાકાર ડુંગર છે. ) અને **ચોટીલા** એ મુખ્ય ડુંગરો છે. તેમાં **જાસોર** અને **ચોટીલા** કુદરતી દેખાવો માટે પ્રસિદ્ધ છે.

**હાથીદરા** ડુંગરોની હાર જેમાં મુખ્ય શિખરો-**શંખદેવી, દિવાનિઆ, ગંગુ, સુરબકરી,** ગુરૂકા પહાડ અને **લોલન** વગેરે છે.

**તળાવોઃ**—આ સંસ્થાનમાં કુદરતી સરોવર કે તળાવો નથી પણ બંધાવેલાં નાનાં મોટાં ઘણાં તળાવો છે.

**હરમતિઆ, ગોબરી, માનસરોવર*** એ ત્રણે પાલણપુરમાં અને **જગાણા** જગાણામાં એ તળાવો મુખ્ય છે, તે છપનીઆ દુકાળમાં ઉંડાં ખોદાવ્યાં છે. માનસરોવરને પણ ત્યારેજ લડબી નદી સાથે નહેર· દ્વારા જોડી દીધું છે, તેથી તેમાં પાણી બારે માસ રહે છે.

આ સંસ્થાનના ઉત્તર અને પૂર્વનો મુલક ડુંગરાળ અને પહાડી હોવાથી નાની નદીઓ, વહેળા, નાળાં અને ઝરણો નીકળે છે.

**મુખ્ય નદીઓઃ—બનાસ, સરસ્વતી** અને **ઉમરદસી છે.**

( ૧ ) **બનાસઃ**—ઉદેપુરના ડુંગરોમાં **ઢેબર** સરોવરમાંથી નીકળી પશ્ચિમ તરફ વહે છે. **ડીસા કસ્બો, રાજપુર, ડીસા કેમ્પ, વડાવલ, કુંપટ, પાલગઢ, છત્રાલા, વાસણા** આગળ થઈ વારાહી તાબાના **ગોખાંતર** નજીક, અને રાધનપુર તાબાના **અગીચાણા** નજીક, એ રીતે એ મુખે **કચ્છના રણમાં** પડે છે.

બનાસ આ સ્ટેટની હદમાં સરોત્રીથી ઈશાનકોણમાંથા આવી આશરે ૧૨ માઇલ સુધી જંગલમાં વહેતાં ૮ માઇલ સુધી તેના કાંઠા ખડકના છે. તેના બેણા–વહેણમાં પણ ખડક છે. બનાસમાં રેલ આવે છે, ત્યારે ઘણું પાણી આવે છે. રેલ ન હોય ત્યારે સઘળે ઠેકાણે ઉતરાય છે. પાણી છીછરૂં હોવાથી તેમાં હોડીઓ ફરી શકતી નથી. માત્ર બંધ બાંધી તેના પાણીનો પીત કરવામાં ઉપયોગ થાય

---

* સતરમા સૈકામાં દિવાન **મુઝાહીતખાને** પોતાની પ્રિય બેગમ જાડેજીબાઈ **માનબાઈ**ની યાદગીરીમાં **માનસરોવર** અને **નગીનાવાડી** બગીચો કરાવ્યાં. નગીનાવાડી હાલ ઉજ્જડ હાલતમાં છે.

છે. એનું પાણી મીઠું છે; પરંતુ આગળ રાધનપુર સંસ્થાન અને સાંતલપુર પરગણામાં ખારી જમીનમાં વહેતાં ત્યાં ખારૂં છે.

બનાસને પાલણપુર સંસ્થાનમાં બીજી નાની નાની નદીઓ મળે છે. તેને મળનારી મુખ્ય શાખાઓમાં **સીપું** કે **ચીપું** અને **બાલારામ** એ બે મુખ્ય છે. સિવાય ડુંગરોનાં ઝરણો નદી રૂપે થોડે સુધી વહી કોઈ જમીનમાં સમાઈ જાય છે, અને કોઈ બનાસને મળે છે.

**સીપું** કે **ચીપું**:—શિરોહી તાબાના **નીમજ** ડુંગરની પૂર્વમાંથી નીકળી **ભડથ** અને **નાના રાણપુર** નજીક **બનાસને** મળે છે.

**બાળારામ**:—આ સંસ્થાનની ઈશાન સરહદ તરફથી નીકળી **બાળારામ મહાદેવ** પાસે થઈ **કારજા** આગળ **બનાસને** મળે છે.

**ગોમતી** અને **કાલેરી** એ બે નાની નદીઓ પણ **સરોતરી** નજીક બનાસને મળે

( ૨ ) **સરસ્વતી—કુંવારકા**:—આ પવિત્ર નદી દાંતા સંસ્થાનની ઉત્તરે આરાસુરના **મેણાબર** ડુંગરમાંથી નીકળી **કોટેશ્વર** મહાદેવ પાસે થઈ, દાંતા રાજ્યને સરહદ કરી **સિદ્ધપુર**, અને **પાટણ** આગળ વહી, પાટણથી નીચે થોડા માઇલ છે તે જમીનની અંદર કેટલાક માઇલ સુધી વહે છે, અને પાછી તે નજરે પડે છે. તે રાધનપુર સંસ્થાનના **જોરાવરપુરા** અને **કધા-કુરધા** આગળ થઈ બનાસને સમાંતર ચાલી **અનવરપુરની** દક્ષિણે થોડા માઇલ છેટે **કચ્છના** રણમાં સમાઈ જાય છે. એના પર **ચિત્રોડા**, **ઘોડિઆળ** અને **બાદરપુર** વગેરે ગામો આવેલાં છે.

દાંતા સંસ્થાનમાં તેને બહુ નાની નાની કેટલીક નદીઓ મળે છે. આ નદી દરીઆને મળતી નથી, તેથી તેમજ **સરસ્વતી** કુંવારકા હોવાથી તે **કુંવારકા** ગણાય છે. એને હિંદુ લોકો પવિત્ર માને છે, તેથી તેમાં નહાવા માટે ઘણા યાત્રાળુઓ તેના મૂળ **કોટેશ્વર**

અને **સિદ્ધક્ષેત્ર** કે **શ્રીસ્થળ—સિદ્ધપુર** યાત્રાર્થે જાય છે. દર કાર્તિકી પુનેમે અને ગ્રહણ વગેરે પર્વણિને દિવસે ઘણા લોકો **સિદ્ધપુરમાં** સ્નાન માટે એકઠા થાય છે.

( ૩ ) **ઉમરદસી—અમરદસી:**—એ નાની નદી આ સંસ્થાનના ઇશાન તરફના ડુંગરોમાંથી નીકળી પશ્ચિમ તરફ વળી **સરસ્વતીને** મળે છે. એનાપર **ઉમરડસી, મેતા, રતનપર** અને સીદ્રાસણુ છે.

**લડબી**—એ આ સંસ્થાનમાં નાની નદી છે. એના પર **પાલણુપુર, વેડંચા,** ગઢ અને **કુંભારણુ** એ ગામો છે.

કેટલીક નદીઓનો એક બીજા સાથે જ્યાં સંગમ થાય છે તે સ્થળ પવિત્ર ગણાય છે.

**આબોહવા** ( **આબ—પાણી + હવા—હવા = હવાપાણી** ) હરેક સ્થળ દરીઆની સપાટીથી કેટલી ઉંચાઇએ, દરીઆથી કેટલું દૂર અને ડુંગરાળ કે સપાટ પ્રદેશમાં આવેલું છે, વગેરે ઉપર આબોહવાનો આધાર છે.

આ સંસ્થાનની હવા શરદઋતુમાં ભેજવાળી હોવાથી ખરાબ હોય છે. બીજી ઋતુમાં તે સુધરે છે, અને સારી થાય છે. ડુંગરવાળા કેટલાક પ્રદેશનાં હવાપાણી અનુકૂળ નથી, પણ ત્યાંના વતનીઓને તેની અસર લાગતી નથી. કેમકે તે તેમની જન્મભૂમિને લીધે માફક આવે છે. ખાસ કરીને ઉત્તર અને પૂર્વનો ભાગ પહાડી હોવાથી, ત્યાંની હવા તંદુરસ્તીવાળી નથી. બાકીના મુલકની સારી અને તંદુરસ્ત વાળી છે. સપ્ટેમ્બર અને ઓકટોબર સિવાય હવા સારી રહે છે.

જ્યાં હવાપાણી ઘણાં નબળાં હોય છે, ત્યાંના લોકોના ચહેરા

ફીક્કા, ઉફરાએલા અને માંદા જેવા રહે છે. કેમકે ડુંગરો અને જંગલોને લીધે ત્યાંની હવા શરદ અને ભેજવાળી રહે છે. ઘીચ ઝાડો, પાંદડાં, લીલ, સેવાળ વગેરે કહોવાણવાળાં સાધનો અને પત્થરોમાંથી નિરંતર વહેતાં ઝરણો વહ્યાં કરે છે, તેથી ત્યાંનું પાણી ભારે-કઠણ છે. જો કે તે કાચ જેવું સ્વચ્છ દેખાતું હોય છે, તોપણ તેને વાસણમાં લાવી ઠારવાથી શિઆળામાં પાણી ઉપર ચીકણો જાડો થર કે પડ બાઝે છે. આવું પાણી પીવાથી શરીરમાં વિકાર થાય છે. આવાં સ્થળોમાં જંગલોને લીધે **મેલેરિઆ** ઉત્પન્ન થાય છે.

ડુંગરવાળો અને લિલોતરીવાળો પ્રદેશ હોવાથી સાધારણ રીતે ત્યાં વરસાદ ખુલ્લા ભાગ કરતાં વિશેષ પડે છે. અહીં ઉનાળાની ઋતુમાં ગરમી થોડી લાગે છે. કોઈ કોઈ વખત સખત ગરમી પડે છે. શિઆળાની ઋતુમાં સપાટ પ્રદેશમાં ઠંડી વિશેષ જણાય છે.

પાલણપુર સંસ્થાનમાં શિઆળામાં પારો ૮૨ થી ૪૫ અંશ સુધી અને ઉનાળામાં ૧૧૨ થી ૬૫ અંશ સુધી રહે છે. ઉનાળાની ઋતુમાં એપ્રિલ, મે અને જૂનમાં તાપ સખત પડે છે. ચોમાસામાં ૯૮ થી ૭૨ અંશ સુધી પારો રહે છે. આ ઋતુમાં છેલ્લા દસોટામાં વરસાદ દર સાલ સરાસરી આશરે ૨૭ ઇંચ અને બધા મહિનામાં થઈ સરાસરી ૩૨ ઇંચ ૩૦ દોકડા સુધી વરસે છે. વરસાદની મોસમ જૂનની અધવચમાં શરૂ થાય છે. વરસાદનો પવન ઇલાકાના નૈર્ઋત્ય-કોણમાંથી શરૂ થાય છે. તેજ પવનથી આ મુલકમાં પણ ચોમાસું શરૂ થાય છે.

**પેદાશ**—આ સંસ્થાનની ડુંગર તરફની જમીનનું બંધારણ કેટલુંક પત્થરવાળું છે. તળેટીના ખીણવાળા નિચાણ પ્રદેશની જમીન કાળી કાંકરીવાળી અને ફળદ્રુપ તત્ત્વોથી ભરપુર છે, તેથી તે રસાળ

અને ફળદ્રુપ છે. માટે તેમાં શિઆળુ, ઉનાળું, ચોમાસું અને રવી પાક થાય છે. બાકીની ઘણી જમીન રેતાળ છે. આ સંસ્થાનમાં મુખ્ય ધંધો ખેતી છે. જે જમીન ફળદ્રુપ છે તે સારી રીતે ખેડાણ થાય છે. કેટલીક ખેડાણ થયા વગરની પડતર પણ છે. જમીનનું મહેસુલ વિઘોટી, કળતર, હળીઓ+ અને ભાગબટાઇથી વસુલ લેવાય છે.

ધાણધારમાં ડીસા, ધાનેરા અને પાંથાવાડાના અમુક ભાગોની જમીન ફળદ્રુપ છે. ડાભેલા, હાથીદરા, વીરમપુર, જેથી અને બીજા ભાગોમાં જમીન ફળદ્રુપ નથી; તેમાં ફક્ત ચોમાસું પાક કઠોળ, જુવાર, તલ, સરસવ, એરંડા થાય છે, અને શિઆળુ પાકમાં જુવાર, ચણો અને ડાંગર થાય છે. અહીંની કમોદ ડાંગર ઘણી ઉત્તમ થાય છે, તેવી ગુજરાતમાં ક્યાંયે થતી નથી. જે જમીન રેતાળ છે તેને થળીઆ કહે છે, અને તે તલ વગેરેને લાયક છે. હલકી રેતી સાથે મળેલી ગોરાડુ જમીન જુદી જુદી જાતના કઠોળને લાયક છે.

ખેતીની મુખ્ય પેદાશમાં બાજરી, જુવાર, રાજીઆ ઘઉં, જવ, મકાઈ, ચીણો વગેરે ધાન્ય; મગ, મઠ, અડદ, ચણા વગેરે કઠોળ; તલ, સરસવ, એરંડા વગેરે તેલીબીઆં; કપાસ; કેટલેક સ્થળે શેરડી અને બાદશાહી ગોળ પણ થાય છે.

બગીચા અને વાડીની પેદાશમાં શેરડી, ગોળ; કેરી, બીજેરાં, લીંબુ, કેળાં વગેરે ફળ; રતાળુ વગેરે જુદી જુદી જાતનાં શાક ભાજી; જાત જાતનાં સુગંધી ફૂલો અને તેનું અત્તર બને છે, અને તે બહાર ગામ જાય છે.

---

+ હળીઓ—દર સાંતીડે ઉચક રકમ લેવાય છે તેને કહે છે. સાંતી ઉપર દર મુકરર કરવામાં બળદની સંખ્યા અને કુટુંબમાં કેટલાં માણસો છે તેનો ખ્યાલ રાખવામાં આવે છે.

**કેફી પદાર્થોમાં ખસખસનું** વાવેતર થતું હતું, અને **અફીણ** બનાવવામાં આવતું હતું તે સરકારે સને ૧૮૯૨ થી બંધ કર્યું છે, અને તેના વળતર બદલ દરવરસે રૂ. ૩૧,૫૦૦ અંગ્રેજ સરકાર આપે છે, અને તે સંબંધમાં રૂા. ૧૨,૫૦૦ ના ખર્ચે રાજ્ય બંદોબસ્ત રાખે છે. વળી **ગાંજા, ભાંગનું** વાવેતર પણ સને ૧૯૦૪થી બંધ કર્યું છે.

**ખનીજ:**—આ સંસ્થાનના ડુંગરોમાંથી કીમતી ધાતુ અને કીમતી ખનીજ પદાર્થ, **કલાઈ, તાંબું**, અને **મેંગેનીઝ** ધાતુ, તેમજ **જાસોર** પહાડમાં **ગંધક** હોવાનો સંભવ છે.

**પત્થર:**—ઘણે ઠેકાણેથી ઇમારતી પત્થર મળે છે. **જાસોરમાં** સારી જાતનો **અડદીઓ** પત્થર તથા **મેંગેનીઝ** ધાતુ નીકળે છે, પણ તે રસ્તાઓથી ઘણે છેટે હોવાથી ખોદી કઢાતાં નથી. **રંગબેરંગી પત્થરોનો** ઉપયોગ ડુંગરો નજીકના ભાગમાં થાય છે.

**આરસ પત્થર:**-**પાન્સવાલ, ઢાભેલા, રામપુરા** અને **જુની વાવડીમાંથી સંગેમરમરનો** ખડબચડો આરસ-નીકળે છે.

**અબરખ:**—આ સંસ્થાનના કેટલાક ભાગમાં હલકી જાતના અબરખની ખાણો છે એટલે તેમાં ફાયદા જેવું નથી.

**ઘસીઉં મીઠું:**—આ સંસ્થાનમાં કેટલેક સ્થળે ખારવાળી જમીનમાં થોડું મીઠું પાકે તેમ છે. સરકારે તે બંધ કરેલું છે, તેથી તેના વળતર બદલ આ સંસ્થાનને દરવરસે રૂા. ૫૦૦ મળે છે.

**જંગલની પેદાશ:**—આ સંસ્થાનના ઈશાન અને પૂર્વનો પ્રદેશ ડુંગરોને લીધે મોટાં જંગલોથી છવાએલો છે. આ જંગલોનો વિસ્તાર લગભગ ૩૦૦ ચો. માઇલ છે. તેની પેદાશ આશરે રૂ. ૧૮,૦૦૦ અને ખર્ચ રૂ. ૪,૫૦૦ થાય છે. જંગલોમાં આંબા, મહુડા, રાયણ વગેરે ફળાઉ ઝાડો થાય છે. તેમાં **મહુડો** વિશેષ ઉપયોગી છે. તેનાં

**ફુલ-મહુડાંનો** દારૂ, અને તેનાં ફળ **ડોળી** તેને પીલીને **ડોળીઉં તેલ** બનાવે છે. આ તેલ સાબુ બનાવવાના તથા ખાવાના કામમાં આવે છે.

**ખેર**—એના લાકડામાંથી રંગવાનો તથા ખાવાનો **કાથો** બનાવે છે. ખેરમાંથી ધોળો ભૂકો નીકળે છે તેને **ખેરસાલ** કહે છે તે ઉધરસની દવામાં વપરાય છે.

ડુંગરોમાં સાગ, સીસમ, ધામણુ, ખેર, મહુડા, વાંસ વગેરે ઇમારતી ઝાડ થાય છે. તેનું લાકડું આ સંસ્થાન તેમજ આસપાસનાં ગામોમાં પુરૂં પડે છે, તેથી વિશેષ જથામાં બહારગામ જતું નથી.

**સાગ અને વાંસ:**—ડુંગરોમાં ઘણા થાય છે. સાગના મોભ, વળા, વળી, થાય છે. વાંસ કાટમાલના કામમાં અને વાંસમાંથી **વાંસકપુર-વાંસડાનો ગુંદર** નીકળે છે, તે દવાના કામમાં આવે છે. વાંસની છાલની ચીપો ઉતારી તેના ટોપલા, ટોપલી, છાબડી, કંડીઆ, સાદડીઓ વગેરે ભંગી લોકો વણે છે, અને વેચે છે.

***ટીંબરૂ, ઝીંઝી*** વગેરે ઝાડોનાં પાંદડાં કે જેમાં તમાકુ ભરી તેની **બીડી** બનાવવાના ખપમાં આવે છે.

ખાખરાનાં ઝાડ થાય છે, તેનાં પાંદડાંની **પત્રાવળી** થાય છે. તેની શીંગોમાંથી **પિત્તપાપડા** નીકળે છે તે દવાના કામમાં આવે છે. તેનાં મુળીઆંનાં **દોરડાં** વણાય છે તે ચોમાસામાં ટકાઉ છે, કેમકે તે પલળવાથી મજબુત રહે છે. ખાખરાનાં ફૂલ-**કેસુડાં** થાય છે તે રંગ બનાવવામાં, તેમજ હરડાં, બેઢાંના ઝાડ પણ પુષ્કળ થાય છે, તેથી તેનાં ફળ રંગવાના કામમાં આવે છે, તેથી તે બહારગામ જાય છે. આ સિવાય કસુંબી, સોરંગી, ગળી, ધાવડી અને શારીનાં ફૂલ થાય છે તે પણ રંગવાના કામમાં આવે છે.

**ગુંદરો:**—આવળ, ખાખરો, ખેર, ધવ વગેરે ઝાડના

ગુંદરો અને **પીપળાની લાખ** વગેરે એકઠાં કરી વેચે છે, અને તે બહારગામ નિકાસ થાય છે.

**આમળીનાં** ઝાડ થાય છે તેનાં ફળ **આમળાંનો મુરબ્બો, અથાણું** અને **આમળાનું** તેલ બને છે, તેમજ તે વાળ ધોવા કે સાફ કરવાના તથા દવાના કામમાં વપરાય છે. વળી **અરીઠીનાં** ઝાડ પણ પુષ્કળ થાય છે. તેનાં ફળ **અરીઠા** પણ ઉપયોગમાં આવે છે.

કેટલેક સ્થળે **સુખડ-ચંદનનાં** વૃક્ષ જોવામાં આવે છે.

હરડાં, બેઢાં અને આમળાં ( ત્રિફળાં ), ધોળીમુશળી, કાળી-મુશળી, બોડાગોખરૂ, અરીઠા, ગરમાળાની શીંગો અને તેનો ગુંદર-ગોળ, કડાની શીંગો અને તેનાં ઇંદ્રિજવ, મેઢિઆવળ, જુદા જુદા ગુંદરો વગેરે કરિઆણાની ઘણી ચીજો નીપજે છે, અને તે બહાર ગામ નિકાસ થાય છે.

ડુંગરો અને ખીણવાળા ભાગોમાં ઝાડોની ઘટામાં ભમરા અને માખીઓ પુષ્કળ મધપુડા બનાવે છે. તેમાંથી જથાબંધ **મધ** અને **મીણ** એકઠું કરે છે, અને તે પાલણપુરમાંથી બહાર ગામ જાય છે.

**આયાતનિકાસ**—આ સંસ્થાનમાં ઘઉં વગેરે ધાન્ય; તલ, સરસવ, એરંડા એ તેલીબીઆં; ઘી, શેરડી વગેરે; તેમજ જંગલની પેદાશમાં મધ, મીણ, લાખ, કરિઆણાની વસ્તુઓ; રંગ ઉત્પન્ન કર-નારા પદાર્થોમાં હરડાં, બેઢાં, સોરગી, કસુંબી અને ગળી વગેરે બહાર ગામ નિકાસ થાય છે.

ખાંડ, ગોળ, તમાકુ, કાપડ ( રેશમી, સુતરાઉ અને ઊનનું વિલાયતી કે દેશી ), હાથીદાંત, લોખંડ અને લોખંડનો સામાન, કાચ અને કાચનો સામાન, કાગળ, દીવાસળી, તાંબુ, સોનું, રૂપું વગેરે ધાતુઓ; કરિઆણું વગેરે માલ બહાર ગામથી આયાત થાય છે.

**જાનવરો:**—ગ્રામ્યપશુઓમાં ગાય, બળદ, ભેંસ, પાડા, ઘોડા, ઊંટ, ગધેડાં, મેઢાં, બકરાં, કુતરા, બિલાડી વગેરે છે.

જંગલી જાનવરો ડુંગરોની પ્રતિકૂળ હવાને લીધે ઘણાં મોટાં જાડાં, ઉંચાં અને ખાસ વખાણવા લાયક થતાં નથી. ઝાડી, જંગલો અને ડુંગરોમાં જંગલી જાનવરો વાઘ, ચિત્તા, દીપડા, જરખ, વરૂ, રીંછ, વગેરે તેમજ હરણની જાતનાં જાનવરોમાં જંગલી સુવર–ડુક્કર, સાબર, ચીતલ, છીંકારાં, કાળિઆર; અને જુદી જુદી જાતનાં સસલાં નજરે પડે છે.

**વસ્તી:**—ડુંગરી પ્રદેશમાં અનાર્ય જાતિ–ડુંગરી ભીલ, ડુંગરી ગરાસીઆ વસે છે. જેમ જેમ ગુજરાતમાં સુધરેલી વસ્તી આગળ વધતી ગઈ, તેમ તેમ ઝાડી અને જંગલો કપાતાં ગયાં, અને ત્યાં વસતી અનાર્ય જાતો ડુંગરો અને જંગલોમાં ભરાતી ગઈ. ત્યાં આજે પણ તેઓ સ્વતંત્ર અને અર્ધ જંગલી સ્થિતિમાં સુખેથી રહે છે. સંસ્થાનની માત્ર અર્ધ ઉપરાંત જમીન ખેડવા લાયક છે. બાકીનો પ્રદેશ જંગલો અને ડુંગરવાળો, ખેડાણ લાયક નહિ હોવાથી, તે ભાગમાં વસ્તી જુજ છે. જે ભાગમાં હવાપાણી તંદુરસ્તીવાળાં નથી, ત્યાં પણ વસ્તી જુજ છે. છપનીઆ દુકાળમાં ઘણાં માણસો ભુખમરાથી મરી ગયાં તેમજ બીજાં વરસો પણ સારાં પાકવાળાં નહિ નીવડવાથી જોઈએ તેટલો વધારો વસ્તીમાં થયો નથી.

આ સંસ્થાનની વસ્તી સને ૧૯૧૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે ૨,૨૪,૯૯૬ માણસની છે. તેમાં ૧,૮૮,૦૮૯ હિંદુ, ૨૪,૮૩૫ મુસલમાન, ૧૨,૦૨૦ જૈન, ૨૫ ખ્રિસ્તી અને ૨૭ પારસીની છે. તે વખતે ૫૧૧ ગામો હતાં. તેમાં ૧૭,૨૨૧ વસ્તીવાળું **પાલણપુર** શહેર; ૨,૦૦૦ થી ૫,૦૦૦ સુધીની વસ્તીવાળાં ૧૧ ગામ; ૧,૦૦૦ થી

૨૦૦૦ સુધીનાં વસ્તીવાળાં ૧૫ ગામ; ૫૦૦ થી ૧૦૦૦ સુધીની વસ્તીવાળાં ૯૧; અને ૫૦૦ અંદરની વસ્તીવાળાં ૩૮૭ ગામ છે. હાલમાં ૫૧૫ ગામ અને પાલણપુર શહેર મળી કુલે ૫૧૬ છે. સને ૧૯૦૧ ની સાલમાં ૨,૨૨,૯૭૫ માણુસની હતી. છપનીઓ દુકાળ પડવાથી ૧૮૯૧ ની સાલમાં જે વસ્તી હતી તે કરતાં પણ ઘટાડો થયો હતો. ત્યાર પછીનાં વર્ષો પણ વસ્તી આબાદ થાય નહિ તેવાં સાધારણ નીવડવાથી છેલ્લા દસોટામાં માત્ર દોઢ ટકોજ વધારો થયો છે. હાલની વસ્તીમાં મુખ્યત્વે, કોળી અને ડુંગરી ભીલ, તેથી ઉતરતી કણબી, રજપુત તથા બીજા ખેડુત, નીચવર્ણ—ઢેડ, ભંગી, ચમાર; બ્રાહ્મણ, વાણીઆ, ક્ષત્રી, મુસલમાન તથા પરચુરણ લોકની છે.

દર ચોરસ માઇલે વસ્તીનું પ્રમાણ ૧૨૮ માણુસનું આવે છે, જ્યારે નજીકના રાધનપુર સંસ્થાનમાં દર ચોરસ માઇલે ૫૭ અને પાલણપુર એજન્સિમાં ૮૦.૬ માણુસનું પ્રમાણ આવે છે. એકંદરે આ સંસ્થાનનો ઘણોખરો મુલક નજીકના મુલક કરતાં વિશેષ ફળદ્રુપ અને વસવા લાયક હોવાથી વસ્તીનું પ્રમાણ વધે છે.

---

## વ્યવહારનાં સાધનો.

૧. વેપારઃ—પહેલાં પ્રથમ રાજપુતાનાના વેપારીઓનો પાલીને રસ્તે ધોલેરા અને ગુજરાત સાથે, અને કચ્છ જતાં થરાદ અને વાવના રસ્તે ધમધોકાર વેપાર ચાલતો હતો. કેટલાંક વર્ષથી તે કમી થઈ ગયો છે. રેલવે થવાથી હવે તે માર્ગે ચાલે છે. પહેલાં રસ્તા સહીસલામત નહિ હોવાથી, લુટારાથી દેશને ઉપદ્રવ થતો હતો. હાલમાં બ્રિટિશ સરકારના સખ્ત બંદોબસ્તને લીધે, અને વળી આ સંસ્થાનમાં રાહદારી દાણ લેવાતાં બંધ થયાં છે, તેથી પણ વેપાર માટે અનુકૂળતા થઈ છે.

**૨. રસ્તાઃ**—આ સંસ્થાનમાં પાકી સડકો નથી; પરંતુ ચોમાસું પુરૂં થયા પછી ધોરી અને ગાડાં જવા આવવાના રસ્તા દુરસ્ત કરવામાં આવે છે. આવા સાધારણ આડા અવળા રસ્તા એક ગામથી બીજે ગામ જવાના બધે છે. આ સંસ્થાનના રસ્તા ઘણા રેતાળ છે, તેથી માલથી ભરેલાં ગાડાં ખેંચવા ૪ થી ૬ બળદ જોડે છે. આવી કાચી સડકો ઉપર ગાડાં, ઊંટ, ગધેડાં અને પોઠી મારફતે વેપાર અને વ્યવહાર ચાલે છે. આવી સડકો* જુદાં જુદાં સ્થળો વચ્ચે મેળવી લેવામાં આવી છે.

આ સંસ્થાનના ઈશાન, પૂર્વ અને સરહદના ડુંગરી મુલકમાં આવજા કરવાના રસ્તા છે. પણ ત્યાંનો વેપાર ગાડાં મારફતે નહિ, પરંતુ પોઠી કે ઊંટ ઉપર વિશેષ ચાલે છે. ડુંગરોમાં ઘાટીના રસ્તા ખરાબ છે તે દુરસ્ત થતા જાય છે. છપના દુકાળમાં રોહો સ્ટેશનથી લોલન પહાડ સુધીનો ગાડા રસ્તો ઘણા ખર્ચે બાંધવામાં આવ્યો છે. આ રસ્તે અંબાજી જનાર યાત્રાળુને સુગમ પડે છે.

**૩. રેલવેઃ**—આ સંસ્થાનમાં છેલ્લાં ૪૦ વર્ષ થયાં વ્યાપાર અને વ્યવહારનાં સાધનો વધતાં જાય છે. પહેલવહેલી રેલ્વે સને ૧૮૭૯માં મુંબઈથી અમદાવાદ અને ત્યાંથી પાલણપુર સુધી ચાલુ થઈ, તે પછી અજમેરથી ઠેઠ દિલ્હી સુધી લંબાવવામાં આવી છે. વળી પાલણ-

* ૧. પાલણપુરથી ડીસા સુધી; ૨. પાલણપુરથી ઉત્તરમાં પાંથાવાડા અને ત્યાંથી ખીમત સુધી; ૩. ડીસાથી ધાનેરા સુધી; ૪. ડીસાથી થરાદ અને થરાદથી ઉત્તરમાં ભોરોલ અને પશ્ચિમમાં વાવ અને વાવથી દક્ષિણમાં સુઈગામ સુધી; ૫. ડીસાથી થરા, રાધનપુર, વારાહી થઈ સાંતલપુર સુધી; ૬. ડીસાથી દીઓદર થઈ સુઈગામ સુધી; ૭ દીઓદરથી થરાદ થઈ ભોરોલ સુધી; ૮. થરાથી ભાભર થઈ સુઈગામ સુધી; ૯ રોહો સ્ટેશનથી લોલન પહાડ સુધી.

પુરથી ડીસા સુધીની રેલવે થઈ છે. જેથી આ સંસ્થાનનો સંબંધ દક્ષિણમાં ગુજરાત મુંબઈ ઇલાકા સાથે અને ઉત્તરમાં મારવાડ, કચ્છ, સિંધ, રાજપુતાના અને ઉત્તર હિંદ સાથે જોડાયો છે, તેથી વેપાર અને વ્યવહારનાં સાધનો માટે સરળતા થઈ છે.

**રાજપુતાના માળવા ( આર. એમ. ) રેલવે** (બી. બી. એન્ડ સી. આઇ. રેલવેની શાખા) અમદાવાદ, સિદ્ધપુર તરફથી આવી, આ સંસ્થાનની હદમાં માનપુરથી રોહો સુધી ૪૦ માઇલ પ્રવેશે છે, અને ત્યાંથી ઉત્તરમાં અજમેર તરફ જાય છે. તેનાં **છાપી, ઉમરદસી, પાલણપુર, ચિત્રાસણી, સરોત્રી** અને **રોહો** એ સ્ટેશનો છે.

**પાલણપુર ડીસા રેલવે:**—ડીસા કેન્ટોન્મેન્ટમાં લશ્કર રહેતું હોવાથી ૧૭.૪૨ માઇલની આ રેલવે સને ૧૮૯૩માં બાંધી છે. તેનાં **પાલણપુર, ચંડીસર** અને **ડીસા** એ સ્ટેશનો છે.

રાજપુતાના માળવા લાઇનની એક શાખા **મહેસાણા, પાટણ, વાઘરોડ** સુધી જાય છે. તે આ સંસ્થાનની દક્ષિણ સરહદ નજીકમાં આવેલી છે. આ લાઇનના માનુંદ (મણુંદ) રોડ સ્ટેશનથી **માનુંદરોડ બહેચરાજી** અને **માનુંદરોડ હારિજ** એ બે શાખા લાઇનો થઈ છે. તે **હારિજ** સ્ટેશનથી રાધનપુર સંસ્થાનને નજીક પડે છે.

આ સંસ્થાન અંદરનો ભાગ રેતાળ અને જોઈતાં સાધનોનો અભાવ છતાં પણ ત્યાંના લોકોને રેલવે વગેરેથી દૂરના મુલકના સંસર્ગમાં આવવાથી વેપાર અને બીજા લાભો થવાનો સંભવ છે.

**૪. તાર અને પોષ્ટઓફિસો:**—આ સંસ્થાનમાં **પાલણપુર** અને **ડીસાકેમ્પ** એ બે સબપોષ્ટઓફિસો છે. **ડીસાટાઉન, ધાનેરા, ચંડીસર, ગઢ, છાપી, કાણોદર, મેતા, રોહો** વગેરે સ્થળે બ્રાંચ પોષ્ટઓફિસો છે.

તાર મારફતે સંદેશા પહોંચાડવા માટે **પાલણપુરમાં** પોષ્ટઓફિસ સાથે તારઓફિસ અને **ડીસાકેમ્પમાં** સરકારી તારઓફિસ, અને દરેક રેલવે સ્ટેશનોએ પણ તારઓફિસો છે, તેથી પોષ્ટ અને તાર-ઓફિસો દ્વારા પત્રવ્યવહાર, વેપાર અને લોકવ્યવહારના સંદેશા પહોંચાડવાને ઘણી સરળતા થઈ છે.

૫. **નાણું**:—આ સંસ્થાનમાં સિક્કાઈ નાણાનું ચલણ હતું પણ તે સને ૧૮૯૬ માં સરકારે બંધ કરી કલદાર નાણાનું ચલણ દાખલ કર્યું છે, તેથી હવે સઘળી લેવડદેવડ કલદાર નાણામાં થાય છે.

---

## ઇતિહાસ.

**પાલણપુર** એ ઘણા જુના વખતમાં **ચંદ્રાવતી**ના+ પરમાર રાજા **યશોધવળના** બીજા કુંવર ( પાટવી કુંવર રાજયોગી—**ધારાવર્ષદેવ**ના ભાઈ) **પ્રહ્લાદ**દેવે વસાવ્યું હતું, તે વખતે તે **પ્રહ્લાદ-પટ્ટણ** કહેવાતું હતું, પછીથી તે ઉજ્જડ થયું. ઇ. સ. પૂર્વે ૫૭ માં **પાલનસી ચહુઆણ** રાજા થયો, તેણે એ મુલક ફરીને આબાદ કર્યો, તેથી તેના નામ ઉપરથી શહેરનું નામ **પાલણપુર** પાડ્યું. એ ચહુઆણોનું રાજ્ય ઇ. સ. ના ચૌદમા સૈકા સુધી રહ્યું. તેમની પાસેથી મારવાડ દેશમાંના **જાલોર**ના પઠાણ મલેક **યુસુફખાને** તે રાજ્ય પડાવી લીધું, અને રાજધાની **જાલોર**માં રાખી. કેટલીક પેઢીએ મલેક **ગજનીખાન** થયા. તેમની પાસેથી દિલ્હીના **અકબર** બાદશાહે તે લઈ લીધું. પણ તે ઇ. સ. ૧૫૯૦ માં તેમને પાછું આપ્યું. ઇ. સ. ૧૫૯૭ માં તેમને "**દિવાન**"નો ઇલકાબ આપ્યો. તેમની કેટલીક પેઢીએ **કરણકમાલખાન** દિવાન થયા. તેમણે જાલોર અને

+ આબુ પર્વત ઉપર ચંદ્રાવતી નગરી હતી.

પાલણપુરના હિંદુઓ પાસેથી "**માથાવેરો**" લીધો, તેથી જોધ-પુરના **અજીતસિંહજીએ** ઇ. સ. ૧૬૯૯ માં **જાલોર** જીતી લીધું, તેથી તે દિવાનની ગાદી **પાલણપુરમાં** થઈ. તેમના વંશજો અદ્યાપિ રાજ્ય કરે છે. તે પછીના કેટલાક દિવાનોએ રાજ્યમાં વધારો કર્યો. ઇ. સ. ૧૭૯૫ માં **ફિરોજખાન** દિવાન થયા. ઇ. સ. ૧૮૦૯ માં આ રાજ્ય અંગ્રેજ સરકારના સંબંધમાં આવ્યું. તે વખતે રાજ્યકર્તાએ રૂ. ૫૦,૦૦૧) ગાયકવાડ સરકારને ખંડણી આપવાનો કરાર કરી આપ્યો. **ફિરોજખાનને** તેમના સીધી જમાદારોની એક પાર્ટીએ શિકારે ગએલા ત્યાં મારી નાખ્યા. ત્યારે તેમના શાહજાદા **ફતેહખાન** ૧૩ વર્ષની સગીર ઉમરના હતા, તેથી તેમની વિધવા માતુશ્રીએ પોતાના સ્વામીના ખુન માટે અંગ્રેજ અને ગાયકવાડ સરકારની સહાય માગી, તેથી જમાદારોએ તેમને પકડી કેદ કર્યા, અને તેમના કાકા સમશેરખાનને ગાદી આપી. એટલામાં અંગ્રેજ અને ગાયકવાડ સરકારે ખરા હકદાર માટે દરમિઆનગીરી કરી, અને લશ્કરી મદદથી **શમશેરખાનને** હરાવી **ફતેહખાનને** પાલણપુરના રાજ્યકર્તા ઠરાવ્યા. **શમશેરખાન** સાથે સમાધાન થવાથી તેમને રાજ્યવહીવટ કરવાનું સોંપ્યું; પરંતુ તેમણે દગો પ્રપંચ કર્યો, અને ગેરવ્યવસ્થા કરી, તેથી **ફતેહખાનજીની** માગણીથી અંગ્રેજ સરકારની મદદથી ૧૮૧૬ માં **શમશેરખાનને** રાજ્યમાંથી નસાડી મૂક્યા. અંગ્રેજ સરકાર સાથે થએલા ઠરાવ મુજબ રાજ્યનો બંદોબસ્ત રાખવા, રાજકાજમાં મદદ કરવા, અને ઠરાવની સરતો અમલમાં લાવવા ઇ. સ. ૧૮૧૭ માં પોલિટિકલ ઓફિસર તરીકે કેપ્ટન **માઇલ્સની** નીમણુક થઈ, અને

---

* પાલણપુર રાજ્યનો ઇતિહાસ અને સવિસ્તર હકીકતનું ઉત્તમ પુસ્તક નેક નામ. તાલેમહંમદખાનજી સાહેબે રચ્યું છે, તેમાંથી આ સંબંધી વિશેષ હકીકત મેળવી લેવી.

ગાયકવાડ સરકાર તરફનો અંગ્રેજ સરકારનો વિશ્વાસુ એજન્ટ રાખવા ઠેરાવ થયો. ત્યારથી પાલણપુર એજન્સિની સ્થાપના થઈ. આ સંસ્થાન એજન્સિ એસ્ટાબ્લિશમેન્ટના ખર્ચમાં દરવરસે રૂ. ૫૦૦૦ આપે છે.

ઇ. સ. ૧૮૧૩ થી આ સંસ્થાનમાં ઘણા બખેડા થવા લાગ્યા; તેમ અસલથી જંગલી ભીલો અને રજપુત બહારવટીઆ આસપાસનાં પરગણાંમાં ત્રાસ વર્તાવતા હતા. તેમને વશ કરવાના હેતુથી, અને બરાબર બંદોબસ્ત રાખવા માટે ઇ. સ. ૧૮૨૧ માં **ડીસા કેમ્પ—કેન્ટોન્મેન્ટ** ( છાવણી ) સ્થાપવામાં આવી.

ઘણા ભાગે દેશમાં તે વખતે ચોરી, લુટફાટ, ધાડ પાડવી, વગેરે તોફાન ઘણાં થતાં હતાં, તે ડીસા કેન્ટોન્મેન્ટ અને પાલણપુર એજન્સિની સ્થાપના થવાથી હવે બંધ પડયાં છે; તેથી જાગીરદારો પોતાની જાગીરો સંભાળી રહ્યા છે, અને તોફાની લોકો સરકારના સખ્ત દાબને લીધે શાંત પડી ખેતી વગેરે ઉદ્યમે વળગ્યા છે.

પાલણપુર રાજ્યને દિલ્હીના બાદશાહ તરફથી "**દિવાન અને મહાખાન**" અને અમદાવાદના બાદશાહ તરફથી "**મુબ્બ્દ ઉલ્મુલ્ક**" ના ખિતાબો મળેલા છે. આ રાજ્ય અંગ્રેજ સરકારની વફાદારી માટે પ્રસિદ્ધ છે, તેથી અંગ્રેજ સરકારે સને ૧૯૧૦ માં દિવાનનો ખિતાબ કાયમ રાખી વંશપરંપરા **નવાબ**નો ખિતાબ આપ્યો છે. આ સંસ્થાનને ૧૧ તોપની સલામતીનું માન મળે છે.

**રાજ્યપદ્ધતિઃ**—આ સંસ્થાનની કુલ રાજ્યવ્યવસ્થા નવાબ સાહેબ હસ્તક છે. તેમને પહેલા વર્ગના રાજા તરીકેના દિવાની તથા ફોજદારી કુલ અખત્યારો છે, (ફક્ત બ્રિટિશ રૈયતનો ખુનનો ગુન્હાનો ઇન્સાફ પોલિટિકલ એજન્ટની પરવાનગી વગર થઈ શકે નહિ.) તેથી

તે સર્વ પ્રકારના અખત્યાર સાથે સંસ્થાનનો રાજ્યવહીવટ મુખ્ય વજીરની મદદથી ચલાવે છે.

રાજ્યવહીવટ ચલાવવા માટે આ સંસ્થાનના ચાર મહાલમાં આઠ **તહેસીલ–તાલુકા** કે **પરગણાં** કરેલાં છે. દરેક તહેસીલનો વહીવટ ચલાવવા **તહેસીલદાર** ઠરાવેલા છે. તે પરગણાની ઉપજ (રેવિન્યુ) ઉઘરાવે છે, અને તેમને આપેલા ચડતા ઉતરતા દરજ્જાના અધિકાર પ્રમાણે માજીસ્ટ્રેટ* તરીકે ઇન્સાફનું કામ પણ કરે છે. દરેક તહેસીલદારો ઉપર **રેવિન્યુ સેક્રેટરિ–મુખ્ય** કારભારીનો અધિકાર ચાલે છે. તેમને સેશનકોર્ટનો તથા તે સામે અપીલ સાંભળવાનો અધિકાર છે.

ગામોમાં **પટેલ** અને **તલાટીનું** બંધારણ છે. તેઓ જમીનનું મહેસુલ અને રાજ્યનું લહેણું વસુલ કરે છે. તલાટીઓની ઉઘરાત ઉપર દેખરેખ રાખવા માટે **ટપાદારો** કે **સરકલ** ઇન્સ્પેકટરો નીમેલા છે. વળી ગામોમાં **ચોકીઆતો** હોય છે. તેઓ ગામની **ચોકી કરે**

---

* આ સંસ્થાનમાં નીચેની ૧૦ કોર્ટો છે.

૧. **હજુરકોર્ટ**—છેવટની અપીલો મુખ્ય કારભારી સાંભળે છે, અને પુનરાવલોકનનું કામ નામદાર નવાબ સાહેબ અને મુખ્ય કારભારી મળી કરે છે. બધા વિશેષ અધિકાર તેમને છે.

૨ **એપેલેન્ટકોર્ટ**—દિવાની અને ફોજદારી મુકદ્દમાની પ્રથમ અપીલ આ કોર્ટ સાંભળે છે. આ કોર્ટને સેશન કોર્ટનો અધિકાર છે. સેશન કામ સામેની અપીલ મુખ્ય કારભારી સાંભળે છે; પણ પાંચ વરસની ટીપ અને તે ઉપરાંતની ટીપ માટે હજુરની મંજુરી લેવી પડે છે.

૩. **સરન્યાયાધીશની કોર્ટ**—ફોજદારી કોર્ટમાં એ કોર્ટને બે વર્ષની ટીપ અને રૂ. ૧૦૦૦ સુધી દંડ કરવાનો અધિકાર છે. દિવાની કામોમાં રૂ. ૨૦૦૦ ઉપરાંતના દાવા સાંભળવાનો અધિકાર છે.

છે. તેના બદલામાં તેમને **ચાકરીઆ જમીન** મળે છે. પટેલોને પણ અમુક જમીન ચાકરી બદલ મારીમાં મળે છે તે ઉપરાંત કેટલાક હક પણ મળે છે.

ઇન્સાફ માટે ગુન્હા પકડી રજુ કરવા દરેક પરગણામાં અગત્ય પ્રમાણે થાણાં મૂકેલાં છે, અને ત્યાં **ફોજદાર** રહે છે. તેઓ પોલીસની મદદથી પરગણાંમાં બનતા ગુન્હા ન્યાય માટે કોર્ટમાં રજુ કરે છે.

**ઉપજખર્ચ:**—આ સંસ્થાનના **ધાણધાર** મહાલ ( તેમાં ચાર પરગણાં છે. પાલણપુર પરગણામાં ૧૧૭ ગામ, ગઢમાં ૩૦, મેતામાં ૪૩ અને ધનાલીમાં ૬૨ ગામો છે) તેની ઉપજ પોણાચાર લાખ રૂપીઆ; ડીસા મહાલમાં ૧૨૭ ગામ છે. તેની વાર્ષિક ઉપજ પંચ્યાશી હજાર રૂપીઆ; **ધાનેરા** મહાલમાં ૭૪ ગામ છે તેની વાર્ષિક ઉપર અઠ્ઠાવીસ હજાર રૂપીઆ, અને **પાંથાવાડા** મહાલમાં ૫૦ ગામ છે તેની બાર હજાર રૂપીઆ, તે સિવાય બીજાં ચાર ગઢવાડાનાં ગામ

---

૪. **પહેલા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટ**—આ કોર્ટને એક વર્ષની કેદ અને રૂ. ૨૦૦ સુધી દંડ કરવાનો અધિકાર છે.

૫. **દિવાની કોર્ટ**—રૂા. ૨૦૦૦ સુધીના દાવા સાંભળે છે.

૬ થી ૯. **તહેસીલદારોના અખત્યાર**—૬ **ડીસા** ૭. ધાનેરા અને ૮. **વડગામ** તહેસીલદારોને પહેલા વર્ગના માજીસ્ટ્રેટ અને દિવાની કામમાં રૂા. ૧૦૦૦ સુધીના દાવા સાંભળવાનો; ૯. **ગઢ** કોર્ટને બીજા વર્ગના માજીસ્ટ્રેટનો એટલે ૩ મહીના સુધી અને રૂા. ૫૦ સુધી દંડ કરવાનો અને રૂ. ૫૦ સુધીના દિવાની દાવા સાંભળવાનો અધિકાર છે.

**૧૦ લીમજ**ના ભાગીદારો જેઓને ધાનેરા મહાલમાં ત્રણ ગામ છે. તેઓના તરફથી **બાપલા** કામદારને બે માસની સજા અને રૂ. ૫૦ સુધી દંડ કરવાનો માજીસ્ટ્રેટી અને રૂ. ૫૦ સુધી દિવાની દાવા સાંભળવાનો અધિકાર છે. આ હક બદલ **લીમજ** ઠાકોરને જ્યારે માગે ત્યારે બે સવારો સાથે રાજ્યની નોકરી કરવી પડે છે.

**ધનાલી** પરગણામાં ઉમેરવામાં આવ્યાં છે. તે સાથે આ સંસ્થાનનાં ખાલસા ગામોની કૂલ ઉપજ પાંચ લાખ રૂપીઆની છે. બીજાં પટાવત અને ભાયાતી ગામોની ઉપજ ગણીએ તો કૂલ ૭,૧૮,૮૮૫ રૂપીઆ ગણાય છે.

વડોદરા રાજ્યનાં કેટલાંક ગામો રૂા. ૨૮૦ આ સંસ્થાનને જમા આપે છે. તેમજ આ સંસ્થાન થરાદ સંસ્થાનનાં કેટલાંક ગામો પાસેથી જમા લે છે, અને કેટલાંકને આપે છે. તે જતાં એકંદરે દર વરસે રૂ ૫૦) વધારે જમા આપે છે. દરવરસે શ્રીમંતસરકાર ગાયકવાડને ઘાસદાણા ( ખંડણી ) ના રૂા. ૩૮,૪૬૦ આપે છે.

**પોલીસ:**—આ સ્ટેટ લડાયક લશ્કર રાખતું નથી. લેવી કઢાડી નાખ્યા પછી ધોરણસર પોલીસ રાખી છે. સ્ટેટ પોલીસમાં ૧ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ, ૧૧ ફોજદારો, ૧૬૬ ઘોડે સવારો અને ૪૫૧ પાયદળ પોલીસ છે. નવાબસાહેબના અંગરક્ષક–બોડીગાર્ડ તરીકે ૨૨ માણસ અને ૧ અમલદાર રહે છે. આ પોલીસનું કૂલ ખર્ચ આશરે રૂા. ૮૫,૦૦૦નું છે. બારગીર સવારો મળીને સીરબંધી લશ્કર ૫૨૮ માણસનું છે. તેનું ખર્ચ રૂા. ૩૮,૦૦૦નું છે. સામાન્ય પોલીસથી શહેરની પોલીસ હાલમાં જુદી પાડી છે. શહેરની નોકરી કરવા માટે ૧૦૦ પોલીસનાં માણસો કેળવવા માટે ૧ સુબેદાર, ૧ ડ્રિલમાસ્તર, ૧ બ્યુગલચી, ૧ ફોજદાર અને ૧ જમાદાર નીમેલા છે, આ ઉપરાંત ૧૨ ઊંટ સવારો, અને ૨૩૩૪ ગામડાંની વિલેજ પોલીસ અને ૧૦૦ વજેદારો અને ૧ ઓપિયમ ઇન્સ્પેક્ટર છે.

સંસ્થાનના દરેક પરગણામાં અને પેટાવિભાગ થાણાંમાં પોલીસ થાણાં રાખેલાં છે. તે ઉપર પરગણાના ફોજદારો દેખરેખ રાખે છે. પોલીસ સુપરિન્ટેન્ડેન્ટને રૂ. ૧૦૦ પગાર મળે છે, અને તે મધ્યસ્થ

પોલીસ ઉપર દેખરેખ રાખે છે. ધાણધાર મહાલમાં ત્રણ ફોજદારો છે તે પૈકી એક પરગણા માટે, એક પાલણપુર શહેર માટે અને એક ચિત્રાસણીમાં રહે છે. બે ડીસા અને આગથલામાં અને એક એક બાકીના મહાલોમાં રહે છે; એકંદરે પોલીસનું કુલ ખરચ આશરે રૂ. ૮૭૦૦૦ ઉપરાંત છે. ગુન્હેગારોને રાખવા માટે સને ૧૮૯૦ માં રૂ. ૯૦,૦૦૦ ના ખર્ચે નવી જેલ બાંધેલી છે.

**કેળવણી:**—આ સંસ્થાનમાં અંગ્રેજી, ગુજરાતી અને ઉર્દુ કેળવણી આપવા માટે છોકરા અને છોકરીઓની સ્કૂલો ઉઘાડવામાં આવી છે. પાલણપુરમાં ઇ. સ. ૧૮૯૦ માં હાઇસ્કૂલ સ્થાપવામાં આવી છે, તેમાં હાલ ૨૨૫ ઉપરાંત છોકરા અંગ્રેજી કેળવણી લે છે. હાલમાં ડીસા અને કાણોદરમાં અંગ્રેજી સ્કૂલો ખોલવામાં આવેલી છે.

પ્રાથમિક કેળવણી આપવા માટે છોકરાઓની ગુજરાતી સ્કૂલોમાં પાલણપુર અને ડીસા એ બે તાલુકા સ્કૂલો અને બીજી ૨૩ ગામોમાં ગુજરાતી સ્કૂલો, પાલણપુરમાં ૧ ઉર્દુ સ્કૂલ અને ૬ પાલણપુર રાજ્ય તરફથી ગ્રાન્ટ ઇન એડેડ સ્કૂલો તથા ૨ ગામઠી સ્કૂલો છે. કન્યાકેળવણી માટે પાલણપુર અને ડીસામાં એ બે કન્યાશાળાઓ છે. તે ઉપરાંત ખાનગી સાહસથી ચાલતી પાલણપુર શહેરમાં બે જૈન કન્યાશાળાઓ છે. તે મળી કુલ ૩૮ સ્કૂલો છે. સંસ્થાનની સ્કૂલોનો વહીવટ રાજ્યના એજ્યુકેશનલ ઓફિસર મારફતે રાજ્ય ચલાવે છે.

**પુસ્તકાલય-લાઇબ્રેરી**—પાલણપુરમાં નેટિવ જનરલ લાઇબ્રેરી હતી તે નામ બદલી વિક્ટોરિઆ જ્યુબિલિ ઇન્સ્ટિટ્યુટ રાખેલું છે. તે સિવાય વહોરા મદ્રેસા અને બે જૈન લાઇબ્રેરીઓ પણ છે.

**છાપખાનું**—સ્ટેટ તરફથી પાલણપુર રાજ્યભક્ત દરબારી છાપખાનું છે. તેમાં પાલણપુર સ્ટેટ ગેઝેટ દર મહીને પ્રગટ થાય છે.

**વૈદ્યકખાતું**—પાલણપુરમાં અંગ્રેજ સરકારના ખર્ચે ચાલતી **સ્કોટ મેમોરિઅલ** અને રાજ્યખર્ચે ચાલતી **ગુડફેલો હોસ્પિટલ** અને **ડીસા** અને **ધાનેરા** એ બે દવાખાનાં છે.

**શીતળાખાતું**—શીળી ટાંકવા માટે પાંચ વેક્સિનેટરો-શીતળા દાક્તરો રાખેલા છે તે શીળી ટાંકવાનું કામ કરે છે.

**મ્યુનિસિપાલિટિ**:—પાલણપુર શહેરમાં સુધરાઈ ખાતું છે. તેનું ખર્ચ પાલણપુર, ડીસા, ધાનેરા અને પાંથાવાડામાં **નાકાવેરો** સાધારણ દરથી લેવાય છે, તેમાંથી કરવામાં આવે છે. નાકાદાણની વાર્ષિક ઉપજ રૂ ૩૦૦૦ ની છે.

---

આ સંસ્થાનનો રાજ્યવહીવટ ચલાવવા **પાલણપુર, ડીસા**, ગઢ, **ધાનેરા, પાંથાવાડા**, વડગામ અને ગઢવાડા એ સાત વિભાગ કરેલા છે તેને **મહાલ** કે **તાલુકા** કહે છે. તે સિવાય પાલણપુર તાલુકામાં **રોહો**, ( ડાભેલા ) અને **જેથી** એ પેટા મહાલો મૂકેલા છે. તેની વિસ્તારપૂર્વક જાણવા લાયક સામાન્ય હકીકત નીચે મુજબઃ—

## (૧) પાલણપુર તાલુકો.

એના **પાલણપુર** તાલુકો અને પેટામાં **જેથી** અને **રોહોની** એ બે તેહેસીલીઓ છે. આ તાલુકામાં ૧૩૩ ગામો છે.

**તળાવો**:—હરમતિઆ, ગોબરી, અને માનસરોવર એ ત્રણે પાલણપુરમાં છે, અને જગાણાનું એ જગાણામાં છે.

**નદીઓ**:—**લડબી**, **ઉમરદસી**, **કાલેરી** અને **ગોમતી** છે.

**લડબી**:—પાલણપુર પાસે નાની નદી છે. તેના ઉપર **પાલણપુર, ગઢ, વેડંચા, કુંભારણ** વગેરે છે. નહેરદ્વારા આ નદીને **માનસરોવર** સાથે જોડી છે.

**ઉમરદસી**:—એ નાની નદી આ સંસ્થાનના ઈશાન તરફ **હાથીદરા** પહાડમાંથી નીકળી પશ્ચિમ તરફ વહી, મેતા પાસે થઈને ગાયકવાડી હદમાં આગળ વહેતાં **સરસ્વતીને** મળે છે, તેના ઉપર **આંગેથા, તળાસર, ધનીઆણા, રતનપુર, લાલાવાડા, મેતા, કાણોદર, સીદ્રાસણ**, જગાણા, વગેરે છે.

**કાલેરી**:—આ સંસ્થાનની ઈશાન સરહદે શિરોહીની દક્ષિણ સરહદથી નીકળી બનાસને મળે છે તેના ઉપર **કુરજા, બાલુંદરા** વગેરે છે.

**ગોમતી**:—ઈશાન સરહદ ઉપર નાની નદી છે.

**ડુંગરા**:—ધુમલીમલનો ડુંગર, દિવાનીઓ, હાથીદરા, વીરમપુર, ચોટીલા, ડાલેલા, લોલન, વગેરે છે. ડુંગરોમાં ઝાડી છે. તેમાં લાકડાંના ઠેકા હોવાથી ઠેકાદારો તે વઢાવી વેચે છે.

**રેલવે**:—**૧ પાલણપુર ડીસા રેલવે** તેનાં પાલણપુર, ચંડીસર અને ડીસા એ સ્ટેશનો છે; ૨ **અમદાવાદથી અજમેર જતી આર. એમ.** રેલવે તેનાં છાપી, ઉમરદસી, પાલણપુર, ચિત્રાસણી, સરોત્રી અને રોહો એ સ્ટેશનો આ તાલુકામાં આવેલાં છે.

**નિપજ**:—નજીકના પહાડોમાંથી વાંસડા, વળીઓ તથા જંગલી અને ઇમારતી લાકડાં અને મધની પેદાશ પણ ઘણી થાય છે, તેથી રોહો સ્ટેશને વાંસડા, લાકડાં અને મધના ઠેકા છે. રોહોથી ૩ માઇલ ઉપર પત્થરની ખાણ થોડા વખત ઉપર નીકળવાથી તે કાઢવાનું કામ ઠેકાદાર તરફથી ચાલે છે. તે પત્થરો ઇમારતી કામમાં આવે તેવા છે, જે પત્થરો નીકળે છે તે હાલ તો સીલીકમાં રાખે છે.

ડુંગરોની પેદાશમાં ધોળીમુશળી, કાળીમુશળી, ગરમાળા, વગેરે કરિઆણું, મધ, મીણ, જુદી જુદી જાતના ગુંદરો વગેરે નીપજે છે.

ધાન્ય અને ખેતીની બીજી પેદાશમાં બાજરી, કઠોળ, કપાસ, એરંડી, શેરડી, ગોળ, તલ, તમાકુ વગેરે થાય છે.

**મુખ્ય ગામઃ—પાલણપુર** એ રાજધાનીનું જોવા લાયક ઐતિહાસિક શહેર છે. તે સિવાય કાણોદર, વેડંચા, ખોડલા, ગોળા, માલણ, ધાંણધા, ચિત્રાસણી વગેરે છે. તેમાં પાલણપુર, વેડંચા, ખોડલા અને ગોળામાં નિશાળો છે.

રેલ્વે સ્ટેશન થઈને અજમેર તરફની સડક જાય છે. ડાભેલા તથા જેથી પેટા તાલુકામાં જાણવા લાયક કાંઈ નથી.

**૧. રોહો કે ડાભેલા પેટા મહાલઃ**—તેમાં મુખ્ય ગામ રોહો છે. તે પાલણપુરથી દસ માઈલ છે, ત્યાં થઈને અંબાજી જવાય છે. કેટલાંક વર્ષો ત્યાં થઈને મોઠા સંઘ પસાર થતા હતા, પણ રસ્તો વિકટ હોવાથી હાલમાં ખરેડીને માર્ગે જાય છે. અહીં કોળીની વસ્તી છે. રોહમાં સ્ટેટ તરફથી તહેસીલદાર રહે છે. આસપાસની જમીન પડતર રહેતી હોવાથી ઘાસ, લાકડાં અને કોયલાની પેદાશ થાય છે. સિવાય બલીતાંના લાકડાંનો ઠેકો આપવામાં આવે છે. મધ, મીણ, લાખ, ગુંદર, કરિઆણું વગેરે ઘણી ચીજો પણ અહીં નીપજે છે. કેટલાક ઢોર ચરાવવાને અહીં આવે છે, તેથી ચરાઈ ફી રાજ્યને ઉપજે છે. આ તાલુકામાં મહત્વનાં બીજાં સ્થળો નથી.

**૨. જેથી પેટામહાલઃ**—જેથી (૨૬) એ નાનું ગામડું છે, ત્યાં ચારીએણ રબારી વધારે બેસે છે, અને ઘી ભેગું કરીને પાલણપુરમાં વેચે છે. જમીન પુષ્કળ પડતર રહેતી હોવાથી નડિઆદ તરફના પાટીદાર અને પાલણપુરના રહીશો તે રાખી વાવેતર કરાવે છે. સિવાય ખનીજ પત્થર તથા કેટલીક ધાતુઓ શોધી કાઢવાનો પ્રયત્ન ચાલુ છે, અને નમુના મુંબઈ મોકલે છે. અહીં ચારીએણ તરફથી ચરાઇ ફી, જમીન અને પત્થરની પેદાશ સંસ્થાનને છે.

## (૨) ડીસા તાલુકો.

પાલણપુર સંસ્થાનમાં આ તાલુકો સૌથી મોટો છે, અને તે સંસ્થાનની પશ્ચિમે મધ્ય સ્થળે આવેલો છે. તેમાં ૧૩૨ ગામ છે. વસ્તીનો ઘણોખરો ભાગ હિંદુ છે. જમીન સપાટ છે. કેટલેક સ્થળે રેતીના ધોરા આવેલા છે. થરાદ જવાના રસ્તા ઉપર એવા ધોરા વિશેષ જોવામાં આવે છે. કાકેજ તરફની જમીન સપાટ છે.

**મુખ્ય નદીઓ:**—(૧) **બનાસ**-શિરોહીના ડુંગરોમાંથી નીકળી કચ્છના રણમાં જાય છે. તે પર **ડીસા, રાજપુર, વડાવળ, છતરાલા,** કુંપટ, વગેરે ગામો છે.

૨ સીપુ—ઇશાન તરફના ડુંગરમાંથી નીકળી **ભડથ,** અને **નાના** રાણપુર પાસે થઈ તે બનાસને મળે છે.

**વસ્તી:**—હિંદુ, મુસલમાન, રબારી વગેરે પરચુરણ છે.

**રાજ્યવહીવટ:**—ડીસામાં તહેસીલદાર, કે જેમને ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટનો પાવર છે તેમની તથા પોલીસ ફોજદારની કચેરીઓ છે. તે સિવાય આ તાલુકામાં ભડથ, ધાડા, વીઠોદર, ઝેરડા, આગથલા, મુડેઠા, છતરાલા, વડાવળ, આસરડા, ટેકરો, ( કાંપ પાસે ) અહીં પોલીસ થાણાં છે. **આસરડા, આગથલા** અને **મુડેઠામાં** જે પોલીસ થાણાં છે તેમની દેખરેખ માટે (આગથલા, વરણ અને થરાદ જવાના માર્ગ ઉપરનો રસ્તો વિકટ અને ત્યાં મોટા મોટા ધોરા આવેલા છે તેથી) ફેરણી પોલીસ ફોજદાર **વરણ** ગામમાં રહે છે. **આગથલામાં** ત્રણ સવારનું થાણું છે. સ્ટેટ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ પાલણપુરમાં રહે છે.

**મુખ્ય ગામો**—ડીસા, રાજપુર, ભીલડી, ( તેઓનું વર્ણન જુદું આપેલું છે. ) આસરડા, આગથલા, અને લાખેણી વગેરે.

રાજપુર (૨૨૬૨)—બનાસના કાંઠે ડીસાથી દોઢ માઇલ છેટે છે. અહીં મહંતબાવા રહે છે. તેમને આ ગામ પાલણપુર સ્ટેટથી ધર્માદા મળેલું છે. દિવાની ફોજદારી પાલણપુર રાજ્યની ડીસા તહેસીલદારને ત્યાં છે, અને રેવન્યુ પેદાશ મહારાજ ખાય છે. તેમનાં મકાન અને વહીવટ રાજ્યવહીવટ જેવાં છે. નવા મહંતને સ્ટેટની મંજુરીથી ગાદીએ બેસાડાય છે. આ મહંતની ગાદીના અંગે **રાજપુર, ભોયણ, આગડોલ** તેમાં ½ ભાગ.), **નવાસર, રૂપપરા** અને **ગોપાલપુરા** ગામો ધર્માદા મળેલાં પાલણપુર સંસ્થાનમાં, **કાતરા** પાટણ તાબામાં, અને બે ગામો ગાયકવાડી છે.

મહેવાસી લોકોને વશ કરવામાં અંગ્રેજ સરકાર, ગાયકવાડ સરકાર અને પાલણપુર રાજ્યને ટ્રીટીઓમાં બાંહ્યધરી કરેલી વગેરે કારણથી આ ગામો ધર્માદા મળેલાં, તેમની પેદાશ આશરે રૂ. ૧૦,૦૦૦ ની ગણાય છે.

રાજપુર એ મહંતની ગાદીનું ગામ છે. અહીંના મૂળ મહંત ગોપાલપુરી ગણાય છે. હાલ સવપુરીજી વહાલપુરીજી ગાદીએ છે. તેઓ શિવધર્મી તપસ્વી અતીત છે. અહીં નિશાળ છે. રાજપુર અને ડીસાકાંપ વચ્ચે ફક્ત એક વહેળો છે. અહીંની વસ્તી જૈન, હિંદુ, વગેરે. ખાટકીઓની વસ્તી, જોડે ડીસા કાંપ હોવાથી વધારે છે.

નિકાસ—જુવાર, કઠોળ; તલ, ઘઉં, ચણા, વગેરે ધાન્ય; કેટલેક ઠેકાણે કપાસ પણ થાય છે. બનાસને કાંઠે બટાટા, શકરીઆં, ગાજર, ટેટી, કોબીજ, ફુલેવર, વગેરે શાકભાજી પુષ્કળ થાય છે, અને તે પરદેશ જાય છે.

ડીસાના જંગલમાં રોઝ, હરણ વગેરે જાનવરો થાય છે.

## ( ૩ ) ધાનેરા તાલુકો.

આ તાલુકો મારવાડની સરહદ ઉપર પાલણપુર સંસ્થાનની ઉત્તરે આવેલો છે, તેમાં ૭૪ ગામ છે.

જમીન ટેકરાવાળી છે. આ તાલુકામાં નદી નથી, તેથી લોકો કુવાનાં પાણી પીએ છે. કુવા ૮૦ હાથ ઉંડા હોય છે. **ઝીનાલીમાં** ૧૦૦ હાથ ઉંડો કુવો છે. આ તાલુકામાં **ચાવરપરાનું** મોટું બીડ છે, તેમાં છીંકારાં ઘણાં રહે છે

**વસ્તી:**—હિંદુ, જૈન, બ્રાહ્મણ, કણબી તથા પરચુરણ છે. રાવજી વહોરાની પણ વસ્તી છે, અને તે પરદેશ સાથે વેપાર ચલાવે છે.

**રાજ્યવહીવટ:**—ધાનેરામાં તહેસીલદાર અને પોલીસ ફોજદારની કચેરીઓ છે. તહેસીલદારને ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટનો પાવર છે. ખીમતમાં પોલીસ થાણું છે, અને ત્યાં ફોજદાર રહે છે તેના તાબામાં ૭ ગામ છે. ઉત્તરમાં જોધપુરની સરહદ છે, તેથી વાસણા, એટા, ગોળા, શેરગઢ, કુઆરવા, મગરાવા, લેલાવા, ખાપરોલ, વીંછીવાડા અને વાજણા એ ગામે પોલીસ થાણાં રાખેલાં છે.

**મુખ્યગામો:**—ધાનેરા, ખીમત, આલવાડા વગેરે.

**નિકાસ:**—ચોમાસું પાક બાજરી, જુવાર, કઠોળ; નદીકાંડે ઘઉં, અને ચણા થાય છે. અહીં કણબી લોકો ઢોર ઘણાં રાખે છે, તેથી ઘીની પેદાશ વધારે થાય છે.

## ( ૪ ) ગઢ તાલુકો.

આ તાલુકો મધ્ય ભાગમાં આવેલો છે. અહીંની જમીન સપાટ છે, અને તે રસાળ ગણાય છે, તેથી તથા લડબી નદીને લીધે તે ફળદ્રુપ ગણાય છે. તેમાં ૩૦ ગામ છે. અહીં બ્રાહ્મણ, હિંદુ, જૈન, વગેરે પરચુરણ વસ્તી છે,

**નદી-લડબી**—પૂર્વના ડુંગરમાંથી નીકળી પશ્ચિમ તરફ જઈ **ટોકરિઆ મહાદેવ** પાસે સમાઈ જાય છે. તે ઉપર ગઢ છે.

**રાજ્યવહીવટ:**—મહાલના મુખ્ય ગામ ગઢમાં થાણદાર રહે છે. તેમજ પોલિસ ફોજદારની કચેરી છે. તે સિવાય **સલ્લા, સામઢી,** અને **દલવાડું** એમાં પોલીસ થાણાં છે.

**મુખ્યગામ:**—ગઢ, મડાણા, પેંટોસણ, ચંડીસર, ખોડલા અને કુભાસણ ( એ બે ગઢ તાબાનાં મોટાં ગામ છે. )

**ચંડીસર:**—પાલણપુરથી ડીસે જતાં રેલવે સ્ટેશન છે.

**નિકાસ:**—બાજરી, જુવાર, ઘઉં, મગ, મઠ, સરસવ, એરંડા વગેરે ચોમાસું તથા શિઆળું બન્ને પાક થાય છે.

## ( ૫ ) પાંથાવાડા તાલુકો.

આ તાલુકો ઉત્તર તરફ આવેલો છે. તેમાં ૫૭ ગામ છે.

**નદીઓ:**—(૧) **સીપુ**—તે ઉપર **ભીલડા, ભાડલી,** ગણાદરા, **અટાલ** વગેરે છે. બીજા વહેળા છે.

(૨) **બનાસ**—તેના ઉપર **નાદોત્રા, સીકરિઆ** અને **ગોઢ** છે.

**ડુંગરો:**—**પાંથાવાડાની ડુંગરી, જાસોર** અને **ચોટીલા** વગેરે છે,

**વસ્તી:**—કણબી, રબારી, કોળી, ભીલ, ભાઉડાં વગેરે. તળ પાંથાવાડામાં જૈન તથા નાગોરી વધારે છે. પહેરવેશ મારવાડને ઘણો-ખરો મળતો આવે છે.

**રાજ્યવહીવટ:**—પાંથાવાડામાં તહેસીલદાર અને પોલીસ ફોજ-દાર રહે છે. તે સિવાય દાંતીવાડા, ગુંદરી, સાંડાલ, ભાટરામ, આકોલી, ભીલડા, અને ઓઢવામાં પોલીસથાણાં છે.

**મુખ્ય ગામો:**—પાંથાવાડા, દાંતીવાડા, ધનીઆવાડા, ભાંડોતરા, સુંદરી વગેરે છે. તેમાં પાંથાવાડા ને દાંતીવાડામાં નિશાળ છે.

નિકાસ:—ઘઉં, ચણા, બાજરી, મગ, જુવાર વગેરે. કોટડામાં ધોળા પત્થર ડુંગરમાંથી લાવી તેનો કળીચુનો બનાવે છે.

## (૬) વડગામ તાલુકો.

ચિત્રોડા અને **મેતા** તાલુકામાં બે થાણદારો બીજા વર્ગના માજીસ્ટ્રેટના પાવરવાળા રહેતા હતા; તે બન્ને તાલુકાને ભેળી દેઈ તેનો વડગામ તાલુકો બનાવ્યો છે, આ તાલુકો ધાણધાર કહેવાય છે. તેમાં તમામ જાતની રસાળ પાકે છે, અને તે પાલણપુરમાં લાંબો ભાગ ગણાય છે. આ તાલુકામાં ૮૫ ગામો છે. કેટલાંક ગામો પટાવત ભાઈઓનાં આવેલાં છે. તેમાં **વડગામ** એ મુખ્ય છે.

**નદીઓ:—સરસ્વતી, જોયણ અને ઉમરદસી.**

૧ **સરસ્વતી:**—એના ઉપર **મેપડા, જુનો જગશી, બાદરપુર,** અને **ભાંખરી** છે. આ નદીકાંઠેનાં કેટલાંક ગામો **વિહારી** પઠાણોનાં આવેલાં છે.

૨. **જોયણ**—એ ઘુંઘલીમલના પહાડમાંથી નીકળીને દક્ષિણે વહે છે. એનાપર **સબલપુરા, હસ્તાવાડા, મુમનવાસ.** વગેરે છે.

૩. **ઉમરદસી**—એ **મેતા, ભડકાવાડા, પીરોજપુરા** પાસે વહે છે.

**વસ્તી:**—કણબી, રબારી, કોળી, જૈન, મુમન વગેરેની છે.

**રાજ્યવહીવટ:**—વડગામમાં ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટ રહે છે. મજાદર તથા ચિત્રોડામાં પોલીસ ફોજદાર રહે છે. ચિત્રોડા તાલુકો પ્રથમ હતો, તે આ તાલુકામાં નાખ્યો છે. આ તાલુકાના મોટા દાવા તથા ફોજદારી કેસો પ્રથમ પાલણપુર ચાલતા હતા હવે તે સર્વે વડગામ તહેસીલદારની હકુમતમાં ચલાવવાનું ઠરાવ્યું છે.

**મુખ્ય ગામ:**—વડગામ, મેતા, બસુ, મેમદપુર, રૂપાલ, ઘોતા, પીલુચા, ગોળા, કોદરામ, વગેરે છે. તેમાં ચિત્રોડા, વડગામ, મેમદપુર અને મેતામાં નિશાળો છે. **ભડકાવાડામાં** મેળો ભરાય છે.

**નિપજ:**—કમોદ, ડાંગર, વરી, ચણા, ચણો, કાંગ, ઘઉં, બાજરી, વગેરે ધાન્ય; શેરડી અને બાદરશાહી ગોળ થાય છે. શેરડીનો પાક આ તાલુકામાં ઘણો થાય છે, તેનો ગોળ બને છે તે ઢાંસા જેવો રહેવાથી બહાર ખાતે જતો નથી, અને તાલુકામાંજ વેચાય છે. દિવાન **બાદરખાનજીએ** પ્રથમ શેરડીનું વાવેતર કરાવી ગોળ બનાવવાનું શરૂ કરાવેલું, તેથી તે ગોળ **બાદરશાહી** કહેવાય છે. આ તાલુકામાં આંબા, મહુડા, રાયણ અને જાંબુનાં ઝાડ ઘણાં છે, તેથી ધાણધારની કેરી ઘણી વખણાય છે, સિવાય મહુડા, રાયણ, જાંબુ અને બોર પણ ઘણાં પાકે છે.

## (૭) ગઢવાડા તાલુકો.

મહીકાંઠા એજન્સિમાં ગઢવાડા થાણાને લગતો પાલણપુર સંસ્થાનનો ગઢવાડા તાલુકો આવેલો છે. **ઉંબરી**માં તેહેસીલદાર રહે છે, આ તાલુકામાં **આંકલીઆળા, તાલેગઢ** ઉર્ફે **જોધપુરીઆ, હિંમતપુરા,** અને **રાજપુર** એ ચાર ગામ છે.

**નિપજ:**—**હિંમતપુરા,** અને **આંકલીઆળા**ની કેટલીક જમીનનાં **ખાર-ઊસ** ઉઘડે છે. તેનો ખારવા લોક **ખારો** પકવી દેશાવર ખાતે લઈ જાય છે, અને તેનો લુગડાં રંગવાના કામમાં વપરાશ થાય છે.

## જાણવા લાયક મુખ્ય સ્થળો *

**પાલણપુર*** ( ૧૭,૨૨૧ ):—સંસ્થાનની રાજધાનીનું શહેર,

---

* વસ્તીના આંકડા માત્ર મુકાબલા માટેજ આપેલા છે.

એજન્સિનું સદર સ્ટેશન, રેલવે જંકશન અને પુરાતની ઐતિહાસિક સ્થળ છે. તે ચંદ્રાવતીના પરમાર રાજા **ધારાવર્ષદેવ–રાજયોગીના** ભાઇ **પ્રહ્લાદદેવે** વસાવ્યું હતું, તેથી તેને **પ્રહ્લાદપટ્ટણ** કહેતા હતા. સંવત શકની શરૂઆત પહેલાં બે સદી સુધી એ દેશ ઉજ્જડ રહ્યો હતો એમ કહેવાય છે. ત્યાર પછી **પાલનસી** ચહુઆણે તે મુલક ફરી આબાદ કર્યો, તેથી તેના નામ ઉપરથી શહેરનું નામ પાલણપુર પડયું. એ શહેરને ફરતો ઈંટચુનાથી ચણેલો કોટ છે. તે દિવાન **બહાદુરખાનજીએ** ઇ. સ. ૧૭૫૦ માં બંધાવ્યો હતો. કોટની ઉંચાઈ ૧૭ થી ૨૦ ફુટ અને જાડાઈ ૬ ફુટ છે. તે ઘેરાવામાં ૩ માઇલ છે. કોટને બુરજવાળા સાત દરવાજા છે. તેના ખુણાઓમાં બુરજો છે. શહેરમાં ૪ જૈન દેરાસરો, ૧૭ કરતાં વધારે મસીદો, દરબાર અને તેમાં સુંદર રાજમહેલો, હાથીખાનું, કોર્ટો, ઓફિસો, હાઇસ્કૂલ, તાલુકાસ્કૂલ, ઉર્દુ સ્કૂલ, સ્કોટ કન્યાશાળા, બે જૈન કન્યાશાળાઓ, ચાર ગામઠી શાળાઓ, રાવજી વહોરાની મદ્રેસા અને લાઇબ્રેરી, પોષ્ટ અને તારઓફિસ, લીમ્ડેટ મારકીટ, જેકશન હોલ, વિક્ટોરિઆ જ્યુબિલિ ઇન્સ્ટિટયુશન, ગુડફેલો હોસ્પિટલ, એજન્સિ હોસ્પિટલ, જૈન હોસ્પિટલ, સંસ્થાન અને એજન્સિની જેલો, તાલેબાગ, દરવાજા પાસે એજન્સિના ઉતારા સારૂ બાંધેલું મકાન, પોલીસ લાઇનો, શહેર બહાર પાંચમા જ્યોર્જ કલબ, પોલિટિકલ એજન્ટ સાહેબનો બંગલો, તેમની અને તેમના આસિસ્ટન્ટોની કચેરીઓ, હિંદુઓનાં બે મંદિરો, ત્રણ ધર્મશાળાઓ, મુસાફરખાનાં, શહેરથી ઉગમણી દિશાએ સુરજપોળ અને સલીમપુરાના દરવાજા વચ્ચે કોટ બહાર ઉગમણી બાજુ તરફ આગળના રાજ્યકર્તા અને તેમના કુટુંબીઓની કબરો, તેમજ નકશી કોતરકામનાં મુસલમાની ઢબનાં સુંદર રોજાં છે. માબાપ વગરનાં અશક્ત અને અપંગોને પાળવા " **શેરમહંમદ**

**મોહુતાજખાના** " બંધાવેલું છે. સ્ટેશન નજીક **પાતાળેશ્વર** શિવાલય છે. ત્યાં **સિદ્ધરાજ જયસિંહ**નો જન્મ થયો હતો. સ્ટેશનને રસ્તે **કુંવરબાઈ** બાગ છે, "**દીલખુશાલ**" બાગ ઘણો સુંદર અને શોભીતો છે. તે બાગ વચ્ચે ઉતારા માટે ફરનીચર સાથેના સુંદર બંગલા છે. અહીંના બગીચા સુંદર અને સારી સ્થિતિમાં છે. રેલવે સ્ટેશન સામેની બાજુએ **હાર્ડિંજ ગેસ્ટહાઉસ** છે. તેની નજીકમાં **કીર્તસ્તમ્ભ**નો પાયો નાંખવાની ક્રિયા થઈ છે. ઠામ ઠામ કુવા હોવાથી નાની નાની વાડીઓમાં ફૂલછોડ, શાકભાજી, ફળફળાદિનાં ઝાડ નજરે પડે છે. ગોબરી તળાવની ચોતરફ આંબાવાડીઆનાં ઝુંડ છે.

મીરાં દરવાજે ***મુરસદ** અને **+અનવરકાજી** એ બે ઓલીઆના રોજા છે, અહીં દશેરા ઉપર મોટો મેળો ભરાય છે, તે દસ દિવસ સુધી રહે છે. તેમાં ઘણાં માણસો એકઠાં થાય છે, અને અમદાવાદ, પાટણ વગેરે સ્થળેથી માલ વેચવા વેપારીઓ આવે છે. રાત્રે ઘણી ગીરદી થાય છે, તેથી રાજ તરફથી વીજળી લાઇટ અને ચોકી પહેરાનો સારો બંદોબસ્ત રહે છે.

શહેર વચ્ચે **રાજગઢી** છે તેની બન્ને બાજુએ દરવાજા છે. તેમાં થઈ રસ્તો નીકળે છે. રાજગઢીમાં રાજની તમામ ઓફિસો છે. ઉગમણી બાજુના દરવાજે **હાથીખાનું** છે. ત્યાં હાથી બંધાય છે. પશ્ચિમ ભણીનો દરવાજો **ઘડિઆળનો દરવાજો** કહેવાય છે.

શહેર સુધારા માટે મ્યુનિસિપાલિટિ સ્થાપી છે. શહેરમાંથી સ્ટેશન અને રેસિડેન્સી સુધી અને બજારોના રસ્તા બાંધેલા છે.

---

* **મુરસદ**—અફઘાનિસ્તાનના રહીશ હતા, અને તે **પસ્તુ** ભાષા બોલતા હતા.

+ **અનવરકાજી**—વિસનગરના રહીશ હતા, તેમણે **અનવરકાવ્યભજનાવળી** રચેલી છે.

અહીં સ્વચંદ મહેતાની કંપનિમાં તિજોરીઓ તથા તાળાં અને જીવરાજ તલકચંદે ઉભી કરેલી હેન્ડલુમ ફેક્ટરીમાં સુતરાઉ અને રેશમી કાપડ ઉત્તમ બને છે. લુહારકામ, મોચીકામ અને બીજાં કામની કારીગરી પણ ઉત્તમ થાય છે. શહેર નજીક ઉત્તમ જાતની કમોદ ડાંગર પાકે છે. વળી સુગંધી ફૂલો, કેરી, બીજોરાં વગેરે થાય છે. ચંપો, કેવડો, ગુલાબ, મોગરો, વગેરેનું ઉંચા પ્રકારનું અત્તર બને છે, અને તેની ખરીદી માટે રાજપુતાના અને ઉત્તરહિંદથી દૂરના વેપારીઓ આવે છે. અહીં **મસી** એવી સારી થાય છે કે તે મક્કા સુધી જાય છે.

અહીં ૮૫૬૨ પુરુષ, ૮૬૫૯ સ્ત્રીઓની વસ્તી છે. તેમાં ૮૬૨૨ હિંદુ, ૬૦૮૭ મુસલમાન, ૨૪૩૮ જૈન, ૧૯ ક્રિશ્ચિઅન અને ૧૫ પારસી છે. અહીંના જૈનો પૈસાદાર છે. એકંદરે આ શહેર ગુજરાત, મારવાડ, શિરોહી અને ઉત્તરહિંદને સંક્રમણ કરતું હોવાથી તેમજ ભવ્ય મકાનો, બગીચા અને બંગલા વગેરેથી સુશોભિત અને જોવા લાયક છે.

**ડીસાકેન્ટોન્મેન્ટ** (૭૧૧૭):—બનાસના ડાબે કાંઠે સને ૧૮૨૧ માં બ્રિટિશ સરકારના યુરોપીઅન અને દેશી લશ્કર માટે બાંધેલું છે. **તેને ડીસા કેમ્પ-છાવણી** કહે છે. અહીં બ્રિટિશ હકુમત છે. લશ્કર પ્રથમ કરતાં કમી રહેતું હતું. છાવણીનું ખર્ચ કેન્ટોન્મેન્ટ ફંડ આપે છે. અહીં એંગ્લો વર્નાકયુલર સ્કૂલ, ગુજરાતી સ્કૂલ, ગ્રાન્ટ મેળવતી કન્યાશાળા અને બીજી ત્રણ સ્કૂલો સિવાય સરકારી તારઓફિસ, પોષ્ટઓફિસ, દવાખાનું, પોલીસલાઇન, ન્યાયકોર્ટો, બે ખ્રિસ્તી દેવળો, સિવિલ જેલ, અને પાલણપુર રાજ્યની હવેલી છે. અહીંનાં હવાપાણી ઘણાં સારાં છે. અહીં મ્યુનિસિપાલિટિને લીધે સ્વચ્છતા અને શોભા

ઠીક છે. નદીના પાત્રમાં અને કુવાથી બટાટા, શાકભાજી, કેળાં, લીંબુ વગેરે ઘણી જાતનાં ફળ, ફૂલ થાય છે. તે પીઠાનું સ્થળ હોવાથી આસપાસનાં ગામડાંમાંથી અનાજ, ઘી, વગેરે માલ વેચાવા આવે છે.

ડીસા—(૨૭૫૩):—બનાસના કાંઠે તાલુકાનો એ મુખ્ય કસ્બો છે. પ્રથમ અહીં ફરૂકાબાદ નામનું ઘણી વસ્તીવાળું મોટું શહેર હતું, પણ દુકાળ, રોગ વગેરે આફતોથી લોકો ઉચળી ગયા. તેમાંના જે વાણીઆ બહાર ગયા તે **ડીસાવળ** કહેવાય છે. તેમની કુળદેવી **સિદ્ધેશ્વરીનું** અહીં વિશાળ દહેરૂં છે. આગળ અહીં રાજધાની હતી. તેને ફરતો કોટ હતો. હાલ તેની નિશાનીઓ છે. તેને ફક્ત ત્રણ દરવાજા છે. સ્ટેશન જવાના માર્ગે **સત્તરાસૈદનું** (સત્તર સૈયદો કે જે લડાઇમાં મરી ગએલા) કબરસ્તાન છે. ડીસામાં જુનો દરબાર છે. તેમાં તહેસીલદાર કોર્ટ, તાલુકા સ્કૂલ, અંગ્રેજી સ્કૂલ, પોસ્ટ-ઓફિસ, દવાખાનું અને પોલીસ ફોજદારની કચેરી છે. નદીકાંઠે શાકભાજી, ટેટી, તરબુચ, વગેરે ઘણું થાય છે. તેમાં બટાટા બહાર-ગામ જાય છે.

રાજપુર—(૨૨૬૨):—બનાસ કાંઠે મહંત બાવાનું રાજગાદીનું ગામ છે. રેવિન્યુ પેદાશ મહંત બાવા લે છે. દિવાની ફોજદારી પાલણપુર રાજ્યની છે. અહીંના મહંત શિવધર્મી તપસ્વી અતીત છે. અહીં નિશાળ છે. આ સ્થળ ડીસા અને ડીસા કેમ્પ નજીક છે.

કાણોદર (૨૮૧૦):—એ પાલણપુર તાલુકામાં છે. અહીં મુમનની વસ્તી વિશેષ છે. તે વણાટનો ધંધો કરે છે, અને મોટા વેપારી છે, કેટલાક મુંબઈમાં ઘરની કે ભાડાની ગાડીઓ ફેરવે છે. કેટલાક દૂધની ડેરી રાખી દૂધ વેચવાનો ધંધો કરે છે. ઠાકરડા કે ઢેડ વણકરની વસ્તી પણ અહીં ઝાઝી છે. અહીંનું કાપડ **મદ્રાસ**

અને **અરબસ્તાન** સુધી જાય છે. ગજીઆં, રૂમાલ, સીરખોનાં ખોળીઆં, ચોફાળ, ઇલાયચા, કાપડાંના બરનું, વગેરે સ્ત્રી ઉપયોગી કાપડનો સારો બર, શેતરંજીઓ અને પાટીઓ વણાય છે. અહીંનો માલ ઉમરદસી સ્ટેશનેથી બહારગામ ચઢે છે. અહીં મસીદ, એક જુના વખતની વાવ છે કે જે **ખોખરાની મઢી,** અને એક વડ છે તે **સમશેરવલ્લી** એ નામે ઓળખાય છે. ફ્લોર મિલ–દળવાની ઘંટી, ઓઇલ પંપ–પાણી ખેંચવાનો સંચો, ગુજરાતી નિશાળ, અંગ્રેજી નિશાળ, બ્રાન્ચ પોષ્ટઓફિસ વગેરે છે.

**મેતા**—( ૨૦૬૦ ):—વડગામ તાલુકામાં, એ વેપારના પીઠાનું ગામ છે. પૂર્વમાં ઉમરદસી નદી વહે છે. તેની પાસે કાળીકા માતાનું દહેરૂં છે. અહીં ભાદરવા સુદી ૧૫ મેળો ભરાય છે. વળી નદીકાંઠે મુમનોના પીર સાહેબનો રોજો છે ત્યાં ઓરસ ભરાય છે. સિવાય જૈન દેરાસર છે. પશ્ચિમ તરફ ચારેક ગાઉ છેટે **મેતરાણા** જૈનનું તીર્થ સ્થળ છે. ત્યાં કાર્તિકી અને ચૈત્રી પુનેમે યાત્રાળુઓ આવે છે. અહીં મુમન અને જૈનની વસ્તી સારી છે. અહીં નિશાળ અને બ્રાન્ચ પોષ્ટઓફિસ છે.

**વડગામ** ( ૨૦૩૫ ):—એ પહેલાં ભાયાતોની રાજધાની હતી, તેથી તે વખતનો દરબારી મુકામ છે. હાલમાં મેતા અને ચિત્રોડા મહાલ કાઢી નાખી વડગામ નવો મહાલ કર્યો છે, તેથી તેનું એ મુખ્ય સ્થળ છે. અહીં બ્રાહ્મણ અને ભોજકની વસ્તી વિશેષ છે. આ તાલુકામાં શેરડી ઘણી થાય છે, અને તેનો બાદરશાહી ગોળ બને છે. આ તાલુકો ધાણધાર કહેવાય છે. અહીં તમામ જાતની રસાળ પાકે છે. આંબાનાં ઝાડો ઘણાં છે. ધાણધારની કેરી વખણાય છે. સિવાય મહુડા, રાયણ, જાંબુ અને બોર પણ ઘણાં પાકે છે.

**ગઢ** ( ૨૮૧૫ ):—**લડબી** નદી ઉપર ગઢ તાલુકાનું મુખ્ય અને પીઠાનું ગામ છે. અહીં નિશાળ અને બ્રાન્ચ પોષ્ટઓફિસ, દરબાર, થાણદાર અને પોલીસ કચેરીઓ છે.

**માલણ** ( ૨૪૪૦ ):—પ્રાચીન ખંડેરો ઉપરથી તે જુનું ગામ હશે એમ જણાય છે. લોકો પાસેના ડુંગરોમાંથી બલીતાં કાપી લાવી ઉંટપર લાદી પાલણપુરમાં વેચે છે. અહીંના ડુંગરી- લોકને ડુંગરી ગરાસીઆ કહે છે. અહીં શેરડી, બાદરશાહી ગોળ, કમોદ ડાંગર, વરી, વગેરે, અને ડુંગરોમાં મધની પેદાશ થાય છે. અહીં નિશાળ, જુના વખતની મસીદ અને કમાલુદ્દીન પીરની કબર છે. ત્યાં વરસમાં એકવાર મેળો ભરાય છે.

**ધાનેરા** ( ૨૧૯૩ ):—એ મહાલનું મુખ્ય ગામ મારવાડની સરહદ ઉપર આવેલું છે. અહીં રાવજી વહોરા અને વાણીઆની વસ્તી છે. વહોરાની કોમ વેપારી હોઈ પરદેશ સાથે વેપાર કરે છે, અને સારી કમાણી કરી મોટી સુંદર ઇમારતો બંધાવે છે. અહીં ઘીની આવક વિશેષ છે. તે તળપદાથી ઉતરતું-ખડતું ગણાય છે. ગામમાં ઉજળામણુ નથી. અહીં કુવા બહુ ઉંડા છે. અહીં તેહેસીલદાર અને પોલીસ કચેરીઓ, સ્કૂલ, બ્રાન્ચ પોષ્ટઓફિસ અને દવાખાનું છે.

**ખીમત** ( ૨૦૩૨ ):—એ ધાનેરા તાલુકામાં મોટું ગામ છે. અહીંના ઠાકરડા ગરાસીઆ છે. તેમના તાબામાં ૭ ગામ છે. તેમાં પાલણપુર રાજ્યનો ભાગ છે. અહીં પોલીસ ફોજદાર રહે છે.

**પાંથાવાડા** (૧૫૯૨):—એ તાલુકાનું ગામ છે. અહીંના લોકો પૈસેટકે સુખી છે. રીતરિવાજ મારવાડી છે. તેમજ પહેરવેશ પણ ઘણોખરો મારવાડને મળતો છે. અહીં જૈન તથા નાગોરીની વસ્તી વિશેષ છે. અહીં તહેસીલદાર અને ફોજદારની કચેરીઓ, અને સ્કૂલ

છે. નજીકમાં પાંથાવાડાની ડુંગરી અને જાસોરનો પહાડ છે.

**રોહેડા** ( સ્ટેશન ૪૪૬, ગામ ૨૧૨ ):—એ બનાસ નદીકાંઠે ડાભેલા પેટા મહાલનું મુખ્ય ગામ છે. પ્રથમ અહીં થઈ અંબાજી યાત્રાર્થે મોટા સંઘ જતા હતા. અહીંથી અંબાજી જવાનો રસ્તો મોટા ખર્ચે છપના દુકાળમાં તૈયાર કરાવ્યો છે. અહીં વસ્તી કોળીની છે. સ્ટેટ તરફથી તહેસીલદાર રહે છે. અહીં લાકડાના કોયલા, અને ઘાસની પેદાશ થાય છે. સિવાય બલીતાંનો ઠેકો છે. ગુંદર, મધ, વગેરે નીપજે છે. ચારીએણુ લોકો ઢોર ચરાવવા અહીં આવે છે. અહીં ખંડેરો છે. એક જુની વાવ છે જે તમામ આરસ પત્થરથી બાંધેલી છે. તે બીસમાર હાલતમાં છે. તેનો કોટ પુરાણાં દહેરાંનાં ખંડેરોમાંથી લીધેલો જણાય છે. તે વાવ ઉપર સંસ્કૃત ભાષામાં ટુંકો લેખ કોતરેલો છે. તેનાથી છેટે સફેદ આરસપહાણમાં નાશ પામેલાં જૈન દહેરાંનાં ખંડેરો આવેલાં છે.

**સરોતરા** (૯૫૭):—એ બનાસ નદીકાંઠે રોહેડાથી ૪॥ માઇલ છેટે આવેલું છે. તેની નજીક જુનું મનોહર દ આરસનું જૈન દેરાસર અને તેની આસપાસ નાનાં મંદિરો આવેલાં છે. તેમાંની મૂર્તિઓ બીજે સ્થળે ખસેડેલી હોય એમ જણાય છે. હાલ આ મંદિરો ખંડેર જેવી સ્થિતિમાં છે. નજીકમાં **સરોતરી** (૯૨) ગામ અને **સરોતરી સ્ટેશન** (૨૧૩) આવેલાં છે.

**ચંદ્રાવતી**—એ રોહેડાથી આશરે ૧૫ માઇલ દૂર (પણ આબુ પહાડથી છેટે નથી.) પુરાતન આબુના પરમાર રાજાઓની ભવ્ય અને વિસ્તારવાળી રાજધાનીનું સ્થળ હતું, હાલમાં તેનાં ખંડેરો નજરે પડે છે. અહીંની આરસપહાણની ઇમારતો પૈકી બ્રહ્માની મૂર્તિ અને બીજી મૂર્તિઓ વાળી ઇમારત ભાંગીતૂટી સ્થિતિમાં હતી. તે તથા બીજી

ઇમારતોનો કાટમાલ રેલવે માટેના પૂલો વગેરે બાંધવામાં વાપરેલો જણાય છે. હાલ દક્ષિણ બાજુએ **સિવાલન** નદી સામે આ શહેરની દિવાલો અને અમુક ભાગો જોવામાં આવે છે.

**જેથી** ( ૨૬ ):—એ જેથી પેટા મહાલનું નાનું ગામડું છે. અહીં ચારીએણ રબારી બેસે છે, અને ઘી એકઠું કરી પાલણપુરમાં વેચે છે. આસપાસની પડતર જમીન નડિઆદ વગેરેના લોકો રાખી તેમાં તમાકુ વગેરે વાવે છે. નજીકના ડુંગરોમાંથી ખનીજ પત્થર અને કેટલીક ધાતુઓ શોધી કાઢવાનો સ્ટેટ તરફથી પ્રયત્ન ચાલુ છે. અહીં ચરાઇ ફી, જમીન તથા પત્થરની પેદાશ સ્ટેટને થાય છે.

**રતનપુર**—( ૨૪૮ ):–પાલણપુર તાલુકામાં છે. પાસે નદી છે. અહીં એવો મોટો વિસ્તારવાળો વિશાળ વડ છે કે તેની નીચે દસ હજાર ઉપરાંત માણસો સુખેથી બેસી શકે.

**કોદરામ** ( ૧૧૫૦)-સરહદનું ગામ સરસ્વતી નદીકાંઠે છે. અહીં પોલીસ થાણું છે.

**મેમદપુર** ( ૧૭૧૭ )–વડગામ તાલુકામાં છે. અહીં જૈનની વસ્તી વધારે છે. ઢેઢ વણકરો ખાદીના વણાટનું કામ સારૂં કરે છે. અહીં આંબાની છત વધારે હોવાથી કેરીગાળા વખતે વાઘરી લોકો ઉભાં ફળાઉ ઝાડો વેચાણ રાખે છે. કેરી, રાયણ, મહુડાં, જાંબુ અહીં ઘણાં પાકે છે.

**ઝલોતરા** ( ૯૭૮ )—અહીં આંજણાની વસ્તી વધારે છે. બાદરશાહી ગોળ થાય છે. પાસે ડુંગર છે. ત્યાં શેરડી, કમોદ, ચણા, વરી, વગેરે પાકે છે. જવ, અને મકાઈ વિશેષ થાય છે. પાસે એક વહેળો છે તે સરસ્વતીને મળે છે.

**દાંતીવાડા** ( ૫૫૪ ):—એ પાંથાવાડા તાલુકામાં **બનાસ**–

ક્રાંડે મોટું ગામ છે. અહીં પીરની કબર છે, તેથી મુસલમાન લોકો યાત્રાર્થે આવે છે. અહીં બે વાસ છે. ઠાકરડાની વસ્તી વિશેષ છે; તેઓ ગરાસીઆ છે, અને તેઓ પાલણપુર રાજ્યને અમુક ભાગ આપે છે, અહીં નિશાળ અને પોલીસથાણું છે.

**ઉમરદસી** ( ):—એ નાનું ગામડું અને રેલવે સ્ટેશન છે. ગામ બહાર મહાદેવની સુંદર જગો છે. ત્યાં અતીત રહે છે. જેમને વળગાડનો વહેમ હોય છે તેઅને કવેલાવાળી સ્ત્રીઓ ધુણવા આવે છે.

**ચંડીસર** ( ૧૬૬૫):—એ ગઢ તાલુકામાં રેલવે સ્ટેશન, પાલણપુર અને ડીસાની વચ્ચેનું સ્થળ છે. વાસડા ગામ આ ભેગું મળીને ચંડીસર કહેવાય છે. વસ્તી વિશેષે કરીને રબારી, શ્રાવક અને કોળીની છે. અહીં નિશાળ અને પોષ્ટઓફિસ છે.

**કુંભાસણ** (૧૭૯૨) એ બાઈ તાબાનું ગામ છે. અહીં નિશાળ છે, અને લેઉવા પાટીદારની વસ્તી વિશેષ છે.

**ભડથ-ભાડથ** ( ૧૮૮૦ )—ડીસા તાલુકામાં સીપુ નદી ઉપર એ ભાગીલું ગામ છે. અહીં મરચાં તથા ડુંગળી ( ધોળી ) ઘણી થાય છે. અહીં પોલીસથાણું છે.

**આસરડા** ( ૧૫૩૩ )—ડીસા તાલુકામાં છે. રબારીની વસ્તી વિશેષ છે. અહીં પોલીસથાણું છે.

**ધોતા** ( ૫૧૩ ), **સકલાણા** ( ૫૭૧ ):—એ બે એકઠાં "**ધોતા સકલાણા**" નામથી ઓળખાય છે. તે ધાણધારનાં મધ્ય સ્થળનાં ગામો પૈકીનું છે. અહીંની જમીન રસાળ છે, ડાંગર પાકે છે. વળી આંબાનાં ઝાડો છે. અહીં આંજણા કણબી અને જૈનની વસ્તી વધારે છે. અહીં નિશાળ છે.

**ગોળા** ( ૭૯૮ )—એ પાલણપુર તાલુકામાં વજેદાર ગામ છે. ત્યાંના ગરાસીઆ પાલણપુર રાજ્યને ભાગ આપે છે. નજીકમાં ડુંગર છે, ત્યાં ડાંગર પાકે છે, અને શેરડીની પેદાશ પણ થાય છે. આ સિવાય લીંબડાની ગળો ( દવાના ઉપયોગની ) થાય છે. અહીં શ્રાવક તથા બીજી પરચુરણ વસ્તી છે. આ ધાણધારનો રસાળ ભાગ છે.

**ધનાલી** ( ૫૦૦ )—એ ચિત્રોડાથી ખેરાલુ જવાના માર્ગમાં વડગામ તાલુકાનું સરહદનું ગામ છે. બાદરશાહી ગોળ, કમોદ, વરી, શેરડી વગેરે પાકે છે. નજીકમાં ખેરાલુની સરહદ છે, ત્યાં પાણીનાં સરાણ છે. વસ્તી આંજણા કણબી તથા શ્રાવક વગેરે પરચુરણ છે.

**ખોડલા** ( ૧૦૭૮ )—ચંડીસરથી બે ગાઉ છેટે છે. આંજણાની વસ્તી વિશેષ છે. વસ્તીનો ઘણો ભાગ ખેડુત છે. અહીં નિશાળ છે.

**સાસમ** ( ૧૪૧૧ )—તે સરહદનું ગામ છે. અહીં કોળીની વસ્તી વધારે છે, અને જાર, બાજરી વધારે થાય છે.

**ટાકરવાડા** ( ૨૦૩૫ )—એ ધાણધારનું છેવટનું ગામ છે. વચ્ચે અતીતનો મઠ અને નિશાળ છે. આંજણા કણબીની વસ્તી વધારે છે, અને તેમનો ધંધો ખેતી છે. ટાકરવાડા અને ચંગવાડા ( ૮૭૨ ) વચ્ચે એક વહેળો છે.

**વેડંચા** ( ૧૫૨૬ )—ગઢ તાલુકામાં ચંડીસરથી ત્રણ ગાઉ છેટે લડબીકાંઠે છે. અહીં આંજણા કણબી અને જૈનની વસ્તી વિશેષ છે. અહીં નિશાળ છે.

**જગાણા** ( ૧૬૮૯ )—તે પાલ પરમારના ભાઈ જગદેવે વસાવ્યું એમ કહેવાય છે. પાસે થઈ રેલવે જાય છે. ગામને ગોંદરે જગાણા તળાવ છે. તે છપનીઆ દુકાળમાં રીલીફવર્કસ તરીકે ઉંડું ખોદાવેલું છે. ગામના બે વિભાગ છે તેના ઝાંપા પણ જુદા છે, અને તે આથ-

મણી અને ઉગમણી શેરીના નામથી ઓળખાય છે. અહીં આંજણા કણબી, જૈન, બ્રાહ્મણ વગેરે વસ્તી છે.

ચાંગા ( ૧૧૫૨ )—એ ઉમરદસી નદી પાસે દરબારશ્રીના ભાયાત જબરજસ્તખાનજી સાહેબના તાબાનું ગામ છે. અહીં જુના વખતનું એક વિશાળ વડનું ઝાડ છે.

ચડોત્ખા–ચડોતર ( ૧૨૬૧ )—તે હાલ ચરોતર એ નામથી ઓળખાય છે. પ્રથમનું નામ બદલ્યું છે.

ઝેરડા ( ૧૩૦૬ ), બસુ ( ૨૦૦૫ ), મડાણા ( ૧૭૭૪ ), ગઢામણ ( ૧૨૩૭ ), પીલુચા ( ૭૧૯ ), વગેરે મોટાં ગામ છે.

---

## જાણવા લાયક યાત્રાનાં સ્થળો.

બાળારામ મહાદેવ—પાલણપુરથી જતાં ચિત્રાસણી પાસે ઉગમણી બાજુએ બાળારામ નદીકાંઠે બહુજ રમણીય અને ઈશ્વરી લીલાથી ભરપુર વનમાં નાની સુંદર–ડુંગરી–ટેકરી ઉપર બાળારામનું શિવાલય આવેલું છે. તેની પાસે ધર્મશાળા છે. પાસે નદીનો વહેળો છે તેમાં બારેમાસ ડુંગરાનાં ઝરણનું પાણી ભરાએલું રહે છે. અહીંની ઝાડીમાં ભમરા તથા માખીઓનાં મધ બેસે છે. નજીકમાં કોચરીનું જંગલ છે ત્યાં જંગલી જાનવરો–વાઘ, ચિત્તા, અધવધા વગેરે માલમ પડે છે, અહીં શ્રાવણમાં દર સોમવારે મેળો ભરાય છે. તેમાં છેલ્લા સોમવારના મેળામાં ઘણાં માણસો એકઠાં થાય છે.

પાતાળેશ્વર—પાલણપુર શહેરમાં એ શિવાલય છે, અને તે જમીનની અંદર હોવાથી તેનું એ નામ પડેલું છે. અહીં ગુજરાતના સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહદેવનો જન્મ થયો હતો, અને તેમણેજ આ શિવાલય બંધાવ્યું હતું એમ કહેવાય છે.

**મોક્તેશ્વર**—વડગામ તાલુકાના પાંડવા ગામની હદમાં સરસ્વતી નદીકિનારે એ શિવાલય આવેલું છે. અહીં ભાદરવા સુદ ૧૧ મેળો ભરાય છે. તે હિંદુઓના પૂર્વજોને પીપળાના વૃક્ષે પાણી રેડવાનું-શ્રાદ્ધ સરાવવાનું ધામ છે. મેળામાં ૧૦૦૦ સુધી માણસો એકઠાં થાય છે.

**સદ્ધ-સિદ્ધમાતા-સિદ્ધેશ્વરી**—એ દેવીનું ડીસામાં ઘણી સરસ બાંધણીનું અહુચરાજીના દહેરાને મળતા ઘાટનું પત્થરનું બાંધેલું વિશાળ દેવાલય છે, અને તેની ચોતરફ પત્થરથી બાંધેલી એવડી મોટી વિશાળ ધર્મશાળા છે કે જેમાં પાંચ હજાર માણસો સમાઈ શકે. દરવાજા ઉપર ચોઘડીઆં વાગે છે. સિદ્ધમાતાના સેવકો **દશા** **દીસાવળ** વણિક કહેવાય છે. તેઓ આ દેવીને પોતાની **કુળદેવી** માને છે, તેથી ચૈત્ર સુદી દસમે સિદ્ધમાતાની ઉજાણી કરે છે. આ દેવીને **ઉમીઆજી** પણ કહે છે. દરેક પુનેમે થોડા ઘણા યાત્રાળુઓ આવે છે. આસો અને કાર્તિકી પુનેમ ઊપર માતાજીનો વરઘોડો નીકળે છે, ત્યારે સિદ્ધ-પુરથી ભાવિક સેવકો ત્યાં આવે છે. તેમનો મોટો સંઘ-મહાજન-સેવકો એક સંમત થઈ સર્વને ખબર આપે છે, તેથી બે ત્રણ હજાર માણસો ભેળાં થાય છે પણ તે માટે નિયમિત વખત મુકરર કરેલો નથી. અહીં જન્માષ્ટમીએ મેળો ભરાય છે.

**પારસનાથ-પાર્શ્વનાથ**—પાલણપુર સંસ્થાનમાં ભીલડી+ (૪૭૦) ગામે ભીલડિઆ પારસનાથનું પુરાતન જૈન દેવાલય છે. અહીં માગસર

---

+ ભીલડી માટે દંતકથા છે કે-ત્યાં પ્રથમ ત્રંબાવટી નગરી હતી પણ તે દટણુ થઈ ગયાથી હાલ તેનાં ખંડેરો માલમ પડે છે. તેમાંથી કેટલેક ઠેકાણેથી આરસ પત્થરો ખોદી કાઢેછે.પણ અહીં આરસ પત્થરની ખાણુ નથી. ભીલડીથી રામસણુ સુધી બાર ગાઉનું ભોંયરું છે, પણ હાલમાં તે દટાઈ ગએલી સ્થિતિમાં છે.

વદી દસમે મોટો મેળો–યાત્રા ભરાય છે. આ દેવાલયની ચોતરફ ધર્મ-શાળા છે. અહીં જૈનો તરફથી યાત્રાળુઓને રાંધવાનાં વાસણો તથા ગોદડાં વગેરે અપાય છે. અહીંના દેવાલયના વહીવટ ઉપર ડીસાના મહાજનની દેખરેખ છે.

**રૂપાલ** ( ૯૯૬ ):—વડગામ તાલુકામાં છે. અહીં શીતળા માતાનો શીળીસાતેમનો મેળો ભરાય છે.

**રામાપીર** છાપી (૮૧૭):–એ રેલવે સ્ટેશન છે. ત્યાં પાંચેક વર્ષથી **રામાપીરનો** મેળો દરવરસે ભાદરવા સુદી ૧૧ના રોજ ભરાય છે. તેમાં હજારો માણસો ભેળાં થાય છે. તેમાં મુખ્યત્વે ઢેડ લોકો વધારે હોય છે.

**સીણાદ–શ્રીનાડ** (૫૨૮):–**ડીસા** મહાલમાં છે. અહીં શિવાલય છે, અને શ્રાવણ માસના બીજા સોમવારે મેળો ભરાય છે.

**મગરવાડા** (૧૨૦૮):—પાલણપુરથી પાંચ ગાઉ છેટે છે. અહીં **મણીભદ્રવીરનું** સ્થાપન છે, તેથી તે વીરના સેવકો આવે છે. આસો સુદી પાંચમે મેળો ભરાય છે, અહીં બ્રાહ્મણ, તરગાળા અને આંજણા કણબીની વસ્તી વિશેષ છે.

**ભરકાવાડા** (૪૮૩):–અહીં જન્માષ્ટમીએ મેળો ભરાય છે.



# પાલણપુર એજન્સિનું સામાન્ય વર્ણન.

**સીમા:**—ઉત્તરે મારવાડ અને શિરોહી; પૂર્વે શિરોહી અને દાંતા સંસ્થાન; દક્ષિણે પાટણ મહાલ અને ઝીંઝુવાડા સંસ્થાન; અને પશ્ચિમે કચ્છનું રણ છે. એ એજન્સિ ગુજરાતના વાયવ્ય ખુણામાં આવેલી છે.

**પાલણપુર એજન્સિના વિભાગ કે પરગણાં (૯):**—(૧) **પાલણપુર સંસ્થાન;** (૨) **રાધનપુર સંસ્થાન કે વઢીઆર**–એમાં **રાધનપુર, સમી, મુંજપુર, ઝલોધન** અને વેડ એ પાંચ મહાલ છે. (૩) ડીસા કેન્ટોન્મેન્ટ છાવણી કે કેમ્પ–અહીં લશ્કરી છાવણી છે. (૪) **કાકરેજ** કે **કાંકરેજી**–સૌથી મોટી **થરા** સિવાય **કંબોઈ, ઉમરી, રાણકપુર, ઊણ, વડા, કાકર,** અને **સમૌ** વગેરે કોળી ઠાકોરોની જાગીરો છે (૫) **દીએદર** કે **હિંદવાણી**–**દીઓદર, તેરવાડા** અને **ભાભર** મુખ્ય જાગીરો છે. (૬) **થરાદ** કે **થરાદરી**–**થરાદ** સંસ્થાન; **ભોરોલ** અને **મોરવાડા** તાલુકા; અને **ડુઆ, નારોલી, જેતડા, વલાદર, માડકા** અને **એટા** વગેરે નાની જાગીરો છે. (૭) **વાવ** કે **વાવેચી**–**વાવ** સંસ્થાન અને **સુઈગામ** તાલુકો, સિવાય **ઢીમા** અને **બેણપ** વગેરે વાવ ભાયાતોની જાગીરો છે. (૮) **વારાહી** કે **મોટી જતવાડ**–જત મુસલમાનોની ઘણી વસ્તી છે. **વારાહીની** મોટી બે મલેક જોરાવરખાનજીની અને મલેક મુરીદખાનજીની જાગીરો અને બીજી નાની છે. (૯) **સાંતલપુર** કે **ચોરાડ**–**સાંતલપુર** અને **ચાચંદનો** સમાવેશ છે.

પાલણપુર, રાધનપુર, થરાદ અને વાવ સ્ટેટો મોટાં છે. તે સિવાયના તાલુકા અને જાગીરોમાં ભાઈએ ભાગ પડે છે, તેથી મૂળ જાગીરોના ઘણા વિભાગો પડી ગયા છે.

**થાણા સર્કલ (૪)**—**કાકરેજ, દીઓદર, વારાહી** અને **સાંતલપુર** છે.

**ક્ષેત્રફળ:**—૬૩૯૩.૨૯ ચો. મૈલ; **વસ્તી:**—૫,૧૫,૦૯૨ માણસની છે.

**રાજ્યવહીવટ:**—**પાલણપુર** અને **રાધનપુર** રાજ પહેલા વર્ગનાં; **થરાદ** ત્રીજા વર્ગનું; **વાવ,** અને **વારાહી** એ બે પાંચમા વર્ગનાં; **દીઓદર** ખાનજીની જાગીર છઠ્ઠા વર્ગનું; **વર્ગ સિવાયના તાલુકા**–**થરા** અને **ભોરોલ** (થરાદ સ્ટેટમાં) **દિવાનીમાં** રૂ. ૫૦૦ અને બીજા વર્ગના માજીસ્ટ્રેટ, ૨૦૦ સુધી દંડ, છ માસની કેદ; **તેરવાડા, ઢીમા** (વાવ સ્ટેટમાં); **સુઈગામ, સાંતલપુર** અને **આદેસર** ઠાકોર (ગડસી અને કલ્યાણપુર માટે). **દિવાનીમાં** રૂ. ૨૫૦ અને ત્રીજા વર્ગના માજીસ્ટ્રે

**પર્વતો**:—આરાવલીની હારમાંના **જાલોર**, **વિરમપુર**, નિ માતાનો, **રાણીટુંક**, અને **ચોટીલા** વગેરે પાલણપુર સ્ટેટમાં **એવાળ** અને **આલુવાસ** સાંતલપુરમાં છે.

**નદીઓ**:—( ૩ ) **બનાસ** ( તેને મળનારી **સીપું** અને **બા** **કાલેરી** અને **લડબી** પાલણપુર સ્ટેટમાં વહે છે ); **સરસ્વતી**—( તેને **ઉમરદસી** મળે છે ); **રૂપેણ**.

**તળાવો**:—( ૧૨ ) હરમતિઆ, ગોબરી, માનસરોવર, (પાલણપુર સ્ટેટમાં) રાધનપુર, વાઘેલ અને રાવળ ( રાધનપુર સંગેવાડી ( વારાહીમાં ); સાંતલપુર, **જાખોતરા**, બકુતરા અને ( સાંતલપુરમાં ) છે.

**એજન્સિ**:—ઘણાં નાનાં મોટાં દેશી રાજ્યો તાલુકા કે સ એક જથે આવેલો સમુહ જે પોલિટિકલ એજંટની દેખરેખમાં હોય તેને કહે છે.

## દિશાઓ.

દિશાઓ ચાર છે: **પૂર્વ**, **પશ્ચિમ**, **ઉત્તર** અને **દક્ષિણ**.

જે બાજુએ સવારમાં સુરજ ઉગે છે, તે બાજુને **ઉગમણ** **પૂર્વ** દિશા કહે છે.

જે બાજુએ સાંજે સુરજ આથમે છે, તે બાજુને **આથમણ** **પશ્ચિમદિશા** કહે છે.

પૂર્વ દિશા ભણી મોં કરી ઉભા રહીએ, તો ડાબા હાથ દિશા તેને **ઉત્તરદિશા** કહે છે, અને જમણા હાથ તરફની **દક્ષિણ દિશા** કહે છે.

## ખુણાઓ.

ખુણા ચાર છે. **વાયવ્ય**, **ઈશાન**, **નૈઋત્ય** અને **અગ્નિ**, પશ્ચિમ દિશા વચ્ચેના ખુણાને **વાયવ્યખુણો** કહે છે. ઉત્તર દિશા વચ્ચેના ખુણાને **ઈશાનખુણો** કહે છે. પશ્ચિમ અને દક્ષિ વચ્ચેના ખુણાને **નૈઋત્યખુણો** કહે છે. પૂર્વ અને દક્ષિણ દિશા ખુણાને **અગ્નિખુણો** કહે છે.